

# શ્રી જ્ઞાનેશ્વરીભગવદ્ગીતા

ભગવાન જ્ઞાનેશ્વર વિરચિત 'ભાવાર્થ દીપિકા' નો અનુવાદ,
તેમના ચરિત્ર તથા સાર્થ ભગવદ્દગીતા સહિત.

અનુવાદકો:
રત્નસિંહ દીપસિંહ પરમાર, ડભોલી જી. સુરત;
તથા ગોવર્ધનદાસ કહાનદાસ અમીન, સીનોર.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
પ્રયોજક અને પ્રકાશકઃ ભિક્ષુ—અખંડાનંદ.
ભદ્રપાસે—અમદાવાદ, અને મુંબઇ—૨

આવૃત્તિ ત્રીજી, પ્રત ૫૩૦૦, સં. ૧૯૮૦, કુલ પ્રત ૧૦૫૦૦,
મૂલ્ય—અમદાવાદમાં રૂા. ૨ાા, અન્યત્ર ૩,
રેશમી પૂંઠાના બે આના વધુ.

# श्रीभगवान




यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

Lakshmi Art, Bombay, 8



## समर्पण



**नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।**
**सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटी युगधारिणे नमः ॥**

હજારો સ્વરૂપ, હજારો ચરણ, હજારો નેત્ર, હજારો મસ્તક, હજારો સાથળ તથા હજારો બાહુવાળા અંત રહિત પરમાત્માને નમસ્કાર હો. હજારો નામવાળા અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા શાશ્વત પુરુષને નમસ્કાર હો.

**असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।**
**लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं तदपि तव गुणानामीश पारं न याति॥**

નીલ પર્વત જેટલું કાજળ હોય, મહાસાગર સમાન ખડીઓ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, પૃથ્વી જેવડો કાગળ હોય અને તે લઈને સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે, તોપણ હે નાથ! તારા ગુણનો પાર આવે નહિ.

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥**

તમેજ માતા અને તમેજ પિતા છો, તમેજ બંધુ અને તમેજ મિત્ર છો, તમેજ વિદ્યા અને તમેજ દ્રવ્ય છો, અને હે દેવના દેવ! તમેજ મારૂં સર્વ કાંઇ છો.

**कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।**
**करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥**

કાયાથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, ચિત્તથી, અહંકારથી કિંવા પ્રકૃતિના સ્વભાવથી જે જે કંઈ કરૂં છું, તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણકમળમાં સમર્પણ કરૂં છું.

गेयं गीता नाम सहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

**ભાવાર્થ**– દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને સચ્ચિદાનંદમય પરમ ધામની નિત્ય પ્રાપ્તિ થવા માટે ગાન ગીતાનું અને સહસ્ર નામનું ગાવા યોગ્ય છે; ધ્યાન વારંવાર લક્ષ્મીપતિના રૂપનું કરવા યોગ્ય છે: ચિત્ત સજ્જનોના સંગમાં પરોવવું યોગ્ય છે અને વિત્ત દીન મનુષ્યોને આપવું યોગ્ય છે.

શ્રી શંકરાચાર્યકૃત ' ચર્પટ પંજરિકા '

# श्री ज्ञानेश्वर महाराज



માત્ર પંદર વર્ષની બાલ વયમાં જ્ઞાનેશ્વરી જેવા અદ્ભુત ગ્રંથની
રચના કરનાર, મહાન જ્ઞાનવૃદ્ધ અને ચારિત્ર્યવૃદ્ધ
ભગવાન જ્ઞાનદેવને અનેકાનેક પ્રણામ હો.

# त्रीजी आवृत्तिनी हकीकत

જ્ઞાનેશ્વરીની બીજી આવૃત્તિ આજથી એક વર્ષપર નીકળી હતી. એ આવૃત્તિ થોડાજ માસમાં ઉપડી જવા ઉપરાંત પુષ્કળ માગણી જારી રહેવાથી તેની આ ત્રીજી આવૃત્તિ પાંચ હજારની સંખ્યામાં છપાવવામાં આવી છે.

આ આવૃત્તિમાં " જ્ઞાનેશ્વરીમાં આવતા પારિભાષિક શબ્દોની સમજૂત " ઉમેરી લેવામાં આવી છે. એ તેમજ આગલી આવૃત્તિમાંથી છાપખાનાની અને બીજી અશુદ્ધિઓ વગેરે જોઇ કહાડી સુધારી મોકલવાનું કાર્ય કાળજીપૂર્વક અને નિષ્કામ બુદ્ધિથી કરી મોકલવા માટે સ્વામી કૃષ્ણાનંદજી ધન્યવાદને પાત્ર છે.

સ્વ૦ બ્રહ્મક્ષત્રીય નરોત્તમદાસ જગજીવનદાસના સ્મરણમાં પોતાના જ્ઞાતિબંધુઓ વગેરેમાં ભેટ વહેંચવા માટે તેમના કુટુંબ તરફથી, આ પુસ્તક બહાર પડવા અગાઉ તેની બસો પ્રત ખરીદવાની ગોઠવણ કરવામાં આવી હતી.

આવી રીતે સારા માઠા પ્રસંગે દાન, ભેટ કે લહાણી તરીકે સારાં પુસ્તકો વહેંચીને પોતાનાં જ્ઞાતિબંધુ તેમજ સગાંસંબંધીઓના જ્ઞાનમાં વૃદ્ધિ કરવાની લાગણી પ્રત્યેક સમજુ સજ્જનોએ રાખવી જોઇએ.

આ પુસ્તક વાંચવા પૂર્વે તેમાં આપેલા શુદ્ધિપત્ર પ્રમાણે તેને સુધારી લેવું જોઇએ. એ ઉપરાંત પૃષ્ઠ ૬૪૯ માં લીટી ૧૧, ૧૩, ૧૪, ૧૫, ૨૦ માં તથા પૃષ્ટ ૬૫૦-ની લીટી ૨૪ માં કમને બદલે **कर्म** વાંચવું, અને પૃષ્ટ ૬૭૨ ની ૧૩ મી લીટીમાં **म ओषने** બદલે **मओष**, પૃષ્ટ ૬૪૭ માં લીટી ૧૯ માં તે ને ઠેકાણે તેને તથા પૃષ્ટ ૬૪૮ માં લીટી ૨૦ માં જે આપણું ને બદલે આપણું એમ વાંચવું.

આષાઢી પૂર્ણિમા–સંવત ૧૯૮૦ ભિક્ષુ–અખંડાનંદ

## આ આવૃત્તિના મૂલ્યની ગણના

૨૮૮૦) કાગળ—ડિમાઇ ૮ પેજી, ફરમા ૯૦ અને પ્રત ૫૦૦૦ પાછળ (વધારાની પ્રત ૩૦૦ સાથે ) રીમ ૨૫૬, દર રૂ. ૧૧।

૩૧૫૦) છપાઈ, કંપોઝ, વળાઈ, પ્રુફ, વીમો, દેખરેખ, વગેરે મળી દર ફરમે રૂ. ૩૫)

૨૨૭૯) પૂઠાં તથા સામાન્ય પેકીંગ વગેરે દર સો પ્રતે રૂ ૪૩)

૨૫૦) જ્ઞાનપટ, સોપાનપટ તથા છબી

૮૫૫૯) કુલ.

આ પુસ્તકનું મૂલ્ય રૂ ૨ાા રખાયું છે. તેમાંથી ચાલુ ધોરણ મુજબ પુસ્તકો વેચાઇ જતાં સુધીના ( પગાર, ભાડાં, કમીશન, જાહેરાત, વીમો, વગેરે ) તમામ ખર્ચ બદલ રૂપીએ ૭ આના બાદ જતાં બાકીની જે રકમ રહે, તેને પ્રત ૫૦૦૦ સાથે ગુણવાથી ઉપલી કુલ રકમને મળતો આંકડો આવી રહેશે.

મુંબઈ તેમજ અન્ય સ્થળો માટેનું મૂલ્ય, માર્ગવ્યય અને બીજા વધારાના ખર્ચ સાથે રૂ ૩) રખાયું છે.

તત્કાળમાં લેનાર માટે ખર્ચ ઓછો ગણીને સં. ૧૯૮૦ ના આસો માસસુધી આ પુસ્તકનું મૂલ્ય ઉપર જણાવ્યા કરતાં પાંચ આના ઓછું–એટલે કે અમદાવાદમાં રૂ. બે ને સાત આના, તથા મુંબઇ ઈ૦ સ્થળોમાં રૂા. બે ને અગીઆર આના લેવાશે.

રેશમી પૂંઠાવાળી પ્રતના ઉપર જણાવ્યા કરતાં બે આના વધુ છે.

# पहेली आवृत्तिना निवेदननो सारांश

' શ્રીજ્ઞાનેશ્વરીભગવદ્‌ગીતા ' સાદર કરતાં જે મહેશ્વરની કૃપાથી તેમ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે, તેમના મંગળમય ચરણકમળમાં અનેક પ્રણતિસહ વંદન કરીએ છીએ.

અદ્વૈતામૃતવર્ષિણી, ભવદ્વેષિણી, ભગવતી ' ભગવદ્‌ગીતા ' પર, મહાન તત્ત્વજ્ઞ બાલયોગીશ્વર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે ' ભાવાર્થદીપિકા ' નામે જે ઉત્તમ ટીકા રચી છે, તેનુંજ નામ ' જ્ઞાનેશ્વરી ' છે.

' જ્ઞાનેશ્વરી 'ની મહત્તાવિષે આ ગ્રંથમાં જોડેલા ઉપોદ્‌ઘાતમાં તેમજ શ્રીજ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં સારી રીતે વિવેચન આવી ચૂકેલું હોવાથી અત્ર ટુંકમાંજ જણાવીશું કે, જે દેશની ભાષામાં આ પદ્યબંધ મૂળ ગ્રંથ છસો વર્ષપર રચાયો, તે મહારાષ્ટ્રના સાહિત્યમાં અદ્યાપિપર્યંત તે સર્વોપરિ ગ્રંથ ગણાતો આવ્યો છે. ભગવાન જ્ઞાનેશ્વરના સમકાલીન શ્રીવામદેવ, તેમજ તેમના પછીથી તે પ્રદેશમાં થઈ ગએલા તુકારામ, એકનાથ, રામદાસ અને વિષ્ણુબાવા જેવા વંદનીય અને સમર્થ મહાત્માઓએ તથા અનેક કવિઓ અને વિદ્વાનોએ આ ગ્રંથનો અત્યંત ભાવપૂર્વક આદર કર્યો છે.

મહારાષ્ટ્રીય ભાષાના ગ્રંથોના ઇતિહાસમાં જ્ઞાનેશ્વરી જેમ સર્વથી પ્રથમ છે; તેમ યોગ્યતામાં પણ તેનું પદ સર્વથી પ્રથમજ છે. ધર્મગ્રંથ તરીકે, કાવ્યગ્રંથ તરીકે, કે વ્યવહારનીતિના ગ્રંથ તરીકે, ગમે તે દૃષ્ટિથી જુઓ; પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને–તેના સર્વોપરિ પદને–ડોલાવે એવો એક પણ ગ્રંથ એ ભાષામાં જણાશે નહિ. જૂદાં જૂદાં દર્શનો, વિવિધ કળાઓ, ભિન્ન ભિન્ન ધંધાઓ, જ્યોતિષશાસ્ત્ર, પાકશાસ્ત્ર અને અન્ય અનેક બાબતો, પ્રાણીઓ, વસ્તુઓ, બનાવો તેમજ પ્રસંગોવિષે એમાં જે હકીકતો આવે છે તે ઉપરથી જ્ઞાનેશ્વર મહારાજ તે ખરેખર જ્ઞાનના ઈશ્વરજ હતા, એમ હરકોઇને જણાઇ રહે તેમ છે.

શ્રીકૃષ્ણ, અર્જુન ધૃતરાષ્ટ્ર અને સંજયના સ્વભાવનાં જે આબેહુબ ચિત્રો આ ગ્રંથમાં આપ્યાં છે; તેવાં ગીતાપરની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ. વળી ભાષાગૌરવ, પદ–લાલિત્ય, ઉપમાચાતુર્ય, ઉપરાઉપરિ બંધબેસતાં દૃષ્ટાંતો, અસાધારણ વ્યવહારજ્ઞાન, અતુલ્ય ગુરુભક્તિ, સર્વપ્રત્યે નમ્રભાવ, અદ્‌ભુત પ્રભુપ્રેમ, ઘણીજ સરલ છતાં અસરકારક રીતે ઉચ્ચ સિદ્ધાન્તો સમજાવવાની ખુબી, ઇત્યાદિ અનેક બાબતોમાં આ ગ્રંથ જે વિશેષતા ધરાવે છે; તે પણ અન્ય ગ્રંથમાં મળી આવશે નહિ.

જ્ઞાનેશ્વરીના મૂળ ગ્રંથની મુંબઇ, પુના, ઇ૦ સ્થળોમાં જૂદે જૂદે હાથે અનેક આવૃત્તિઓ નીકળી છે: તેમજ મૂળ ઓવી તથા મરાઠી ગદ્યાત્મક ભાષાન્તરસહિત પણ તેનાં જૂદે જૂદે હાથે બે પુસ્તકો નીકળેલાં છે. એમાં એકના અનુવાદકો શ્રીયુત્ કૃષ્ણાજી નારાયણ આઠલ્યે ટેંભુકર તથા ' કેરલ કોકિલ ' ના સંપાદક, એ બે ગૃહસ્થો હોઇને પ્રકાશક શ્રીયુત ત્રિંબક જનાર્દન ગુર્જર છે; તથા બીજા ગ્રંથના અનુવાદક અને પ્રકાશક પુણાનિવાસી શ્રીમાન વિનાયક નારાયણ જોશી સાખરે છે. ઉપલા બન્ને ગ્રંથો મહારાષ્ટ્રીય પ્રજામાં કેવો સારો આદર પામ્યા છે; તે તેઓની થોડાંજ વર્ષોમાં નીકળી ચૂકેલી બબ્બે ત્રણ ત્રણ આવૃત્તિઓપરથી જણાય છે.

આવા ઉપયોગી ગ્રંથનો લાભ ગુજરાતી જીજ્ઞાસુઓને મળી શકે, તેટલા માટે તેનો ગુર્જર અનુવાદ યથાસંયોગ તૈયાર કરાવી આ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ ગ્રંથ (પહેલી આવૃત્તિ) ઉપલાં બંને મરાઠી પુસ્તકોના આધારથી તૈયાર થએલો છે. એટલે કે ઓવીઓનો અનુવાદ શ્રીસાખરે મહારાજના અનુવાદને આધારે તેમજ ટીપ્પણો શ્રીયુત્ ટેભુકરવાળા ગ્રથને આધારે અપાયલાં છે. જેથી એ ઉભય પુસ્તકોના અનુવાદક તેમજ પ્રકાશક મહાશયોનો અત્ર કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવામાં આવે છે.

ભગવાન જ્ઞાનેશ્વર, તેમના પછી થઇ ગએલા એકનાથ અને તુકારામ આદિ ધુરંધર આચાર્યોનાજ નહિ પરંતુ સર્વ મહારાષ્ટ્રવાસીઓના પણ મહાન્ ધર્માચાર્ય છે. મહારાષ્ટ્ર દેશ અને મહારાષ્ટ્રીય ભાષાપર તેમણે કરેલા ઉપકારો મહાન્ છે. તેઓના સમયમાં તો તેમની સેવા અને સમાગમદ્વારા હજારો જીવ કૃતાર્થ થયા છેજ; પરંતુ તેમના પછી પણ લાખો સંસારતાપથી પરિતપ્ત થએલા જીવો તેમના ઉત્તમ ગ્રંથોનાં શ્રવણમનનથી તથા સંપ્રદાય પરંપરાના પ્રતાપથી પરમ શાન્તિ અને કલ્યાણના માર્ગને પામ્યા છે, પામે છે અને પામશે.

આ અદ્‌ભુત મહાપુરુષનું ચરિત્ર અનેક કવિજનોએ મહારાષ્ટ્રીય ભાષામાં નિરૂપણ કર્યું છે અને અનેક ભક્તજનોએ અનેક પ્રકારે તેમના ગુણાનુવાદ ગાયા છે.

મહારાષ્ટ્રીય ભાષામાં અગાઉના સમયમાં જૂદે જૂદે હસ્તે લખાએલાં તેમનાં પદ્યાત્મક ચરિત્રો ઉપરથી ચાલુ સમયમાં રચાઇ પ્રસિદ્ધ થએલાં બે ઉપયોગી પુસ્તકો જોવામાં આવ્યા છે. જેમાંનું એક શ્રીયુત બળવંત ખંડોજી પારખનું તૈયાર કરેલું હોઈ ત્રીજી આવૃત્તિરૂપે ઇ. સ. ૧૯૦૬ માં નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રસિદ્ધ થએલું છે; અને બીજુ પુણાંનવાસી શ્રીમાન લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર બી. એ. તરફથી સંપાદિત થઇને ચાલુ સાલમાં ( સં. ૧૯૬૮ માં ) પ્રસિદ્ધ થએલું છે.

આ ગ્રંથ સાથે જોડેલુ શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર ઉપલાં મહારાષ્ટ્રીય પુસ્તકોમાંથી યથામતિ ચુંટી કહાડેલાં પ્રકરણો તેમજ પ્રકરણોના અંશો ઉપરથીજ યોજાએલું હોવાથી, એ પુસ્તકોના લેખક તથા પ્રકાશકોનો પણ આભાર માનીએ છીએ.

આ ગ્રંથ મરાઠીપરથી ગુજરાતીમાં તૈયાર કરવાનું કાર્ય ડભોલી જીલ્લે સુરતનિવાસી રા. રા. રત્નસિંહ દીપસિંહ પરમારે જે ત્વરાથી કરી આપ્યું છે, તે બદલ તેમને પણ ધન્યવાદ ઘટે છે.

જીજ્ઞાસુઓના કલ્યાણનિમિત્ત પરમકૃપાળુ શ્રીજ્ઞાનેશ્વર મહારાજે રચેલો આ ગ્રંથ તેજ હેતુથી ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે, તે સંસ્કારી જનોનો પ્રીતિપાત્ર થાઓ.

અધિક આષાઢ કૃષ્ણ એકાદશી. સંવત ૧૯૬૮. ભિક્ષુ–અખંડાનંદ.

# બીજી આવૃત્તિવિષે બે બોલ

આ ગ્રંથની સં. ૧૯૬૮ માં રૂ. ૧-૧૦-૦ થી નીકળેલી પહેલી આવૃત્તિ ખપી ગયા પછી પણ તેની એટલી બધી માગણી રહી કે અન્યત્ર ચાર રૂપિયાથી નીકળેલી પ્રતો પણ ઉપડી ગઇ અને છેવટે આ ગ્રંથ બજારમાં રૂ. ૨૦ ) સુધીની કિંમતે વેચાયો.

જ્ઞાનેશ્વરીની એટલી બધી માગણી જોતાં તેની બીજી આવૃત્તિ ઘણી વહેલી નીકળવી જોઇતી હતી; પરંતુ દરેક પુસ્તક જાતે જોઇ તેમાં ઠીકઠાક કરવા જેવું જણાય તે કર્યા કરાવ્યા પછીજ તે છાપવા આપવાનું ધોરણ પહેલી આવૃત્તિ વખતે ન હતું તે ચાલુ થએલું હોવાથી; તથા પાછળથી નિકળેલું શ્રીયુત્ રઘુનાથ માધવ ભગાડે બી. એ. ના હાથનું હિન્દી ભાષાન્તર કંઇક વિશેષતાવાળું જણાતાં તેના ઉપયોગપૂર્વકજ નવી આવૃત્તિ યોજવાનું ઠરવાથી આ કાર્ય ઢીલમાં પડયું હતું.

એ પછી શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીન પાસે ઉપરોક્ત હિન્દી જ્ઞાનેશ્વરીનો અનુવાદ તૈયાર કરાવવામાં આવ્યો હતો; અને તેનો તેમજ આગલા શ્રીયુત પરમારના હાથના મરાઠી ઉપરથી તૈયાર થએલા અનુવાદનો ઉપયોગ કરીને આ આવૃત્તિ યોજવામાં આવી છે. અનુવાદકો તરીકે એ બન્ને વ્યક્તિઓનાં નામ એજ કારણથી આ આવૃત્તિમાં અપાયાં છે.

ઉપલા અનુવાદોમાં સમજફેર વગેરે કારણથી કોઇ કોઇ સ્થળે કાંઇ ન્યૂનતા આવી હોય તો તે દૂર કરી શકાય એટલા માટે જેના ઉપરથી તે ભાષાંતર તૈયાર થએલાં તે (હિન્દિ તથા મરાઠી ) ગ્રંથોનો પણ છૂટથી આશ્રય લેવો પડયો છે.

આ પ્રમાણે આ આવૃત્તિમાંનો અનુવાદ શ્રી સાખરે મહારાજના મરાઠી ભાષાન્તર તેમજ ઉપરોક્ત હિન્દી ભાષાન્તર, એ ઉભયને આધારે યોજાયલો હોવાથી ઉભય ગ્રંથોના ભાષાન્તરકાર તેમજ પ્રકાશક મહાશયોનો અત્ર પ્રેમપૂર્વક આભાર માનીએ છીએ.

આ પ્રમાણે એક સાથે ચાર પુસ્તકોના ઉપયોગ પૂર્વક આ આવૃત્તિ યોજવામાં સ્વામી કૃષ્ણાનંદપુરીએ બનતી કાળજીથી અને નિષ્કામ ભાવથી જે સહાય કરી છે, તેને માટે એ બંધુ પણ ધન્યવાદને પાત્ર છે.

મૂળ સાથે સરખાવીને વાંચવા ઇચ્છનારને મદદ મળવા માટે આગલી આવૃત્તિમાં જે દરેક ઓવીના અંક અપાયા હતા; તેનો હજારે બેચાર માણસો પણ ભાગ્યેજ ઉપયોગ કરતા હશે; એમ લાગવાથી આ આવૃત્તિમાં દરેક શ્લોકની ટીકા પૂરી થાય ત્યાંજ માત્ર ઓવીનો અંક નંખાયો છે.

મનુષ્યોને જ્ઞાનની સાથે ગમ્મત મળે; એવા ઉદ્દેશથી જ્ઞાનેશ્વર મહારાજે તથા તેમના કનિષ્ઠ બંધુ સોપાનદેવે યોજેલી 'જ્ઞાનપટ' અને 'સોપાનપટ' એ બે રમતો પણ (રમવાની સમજુતી સાથે) છુટા મોટા કાગળપર છપાવવામાં આવી છે; અને તે હશે ત્યાંસુધી જ્ઞાનેશ્વરીના પ્રત્યેક ગ્રાહકને અપાતી રહેશે. આ રમતોવિષે વધુ વિવેચન આ ગ્રંથમાંના જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં પૃષ્ઠ ૭૬-૭૭ માં આપેલું જણાશે.

અમદાવાદ. વિ. સં. ૧૯૭૯
પુરુષોત્તમ ( અધિક જ્યેષ્ઠ ) માસ

ભિક્ષુ—અખંડાનંદ.

# ग्रंथमहिमा–उत्तम वांचनना फायदा
## ( અનેક અનુભવીઓના ઉદ્ગાર )

**यस्यास्ति सद्ग्रन्थ विमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपला विनोदैः ॥**

અર્થાત્ જેને સારાસારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્દભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના–સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

" તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો: કેમકે તેની તમારે આખા જીવનસુધી જરૂર છે. " "સ્વામી વિવેકાનંદ"

" પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો, તથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત: એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે; તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. xxx એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતરવિચાર પણ કરી શકશો." " મહાત્મા ગાંધીજી "

" ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુ:ખીઓનાં દુ:ખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની, અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી. " " મારડન "

" પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે. "

" ખરાબ ચોપડીઓનું વાંચન; એ તો ઝેર પીવા સમાન છે. "

" મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે. "

" લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનારા મનુષ્યમાં શું તફાવત ?"

" સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેનાવિષે અનુમાન થાય છે. "

" ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે; તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

" ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે. "

એક વિદ્વાન ઠીકજ કહે છે કે, " વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદિ છોડું નહિ. "

" સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો."

" પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરીને નિરાશાનો નાશ કરે છે. "

" ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે, ' અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને

વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ 'માનસવાણી ઓછી કિંમતી છે?"

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાનાં વાજીંત્રમાંથી ચ્હાય તે સ્વર કાઢી આનંદ લે છે; તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ?"

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલા સુધી મત છે કે, 'માણસને લુગડાં-લત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે. તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લુગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં અને તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો એ તે સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધ-બેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપ-ણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તેમાંથી તૈયાર થયેલા રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; અને જ્ઞાન એ સર્વ શક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે."

પેટ્રાર્ક નામક એક પાશ્ચાત્ય પંડિતે ઉત્તમ પુસ્તકોના સંબંધમાં કહ્યું છે કે "મારે એવા મિત્રો છે કે જેમનો સહવાસ મને અત્યન્ત પ્રિય છે. તે મિત્રો સર્વ સમયના અને સર્વ દેશોના છે. તેઓ અહોરાત્ર મારી સેવામાં હાજર હોય છે. હું જ્યારે ઇચ્છું ત્યારે તેમને બોલાવું છું અને ઇચ્છું ત્યારે પાછા કાઢી મૂકું છું. તેઓ મને કોઇપણ દિવસ કંટાળો આપતા નથી, એટલુંજ નહિ પણ હું તેમને જે પ્રશ્ન પૂછું છું તેનો તત્કાળ શાન્તિથી પ્રત્યુત્તર આપે છે. કેટલાકો મારી પાસે ભૂતકાળની કથા કહે છે; અને કેટલાકો નિસર્ગનાં રહસ્યો સમજાવે છે. કેટલાકો મને કેમ જીવવું એ શીખવે છે અને કેટલાકો કેમ મરવું એ શીખવે છે. કેટલાકો પોતાના સદોદિત હાસ્યવડે મારી ચિંતાઓને દૂર કરી મને પ્રોત્સાહન આપે છે અને કેટલાકો મારા મનને ધૈર્ય આપી, મને સંયમી તથા સ્વાવલમ્બી થતાં શીખવે છે. સંક્ષેપમાં તેઓ કળાના અને જ્ઞાનના સર્વ રાજમાર્ગોને દર્શાવે છે; અને તેમના દર્શાવેલા માર્ગે જવાથી હું સુખી થાઉં છું. તેમની આટલી બધી સેવાઓના બદલામાં તેઓ મારા રંક ઘરના એક ખુણામાં માત્ર નાનું સરખું સ્થાનજ માગે છે કે જ્યાં તેઓ શાન્તિથી રહી શકે; કારણ કે મારા એ મિત્રો કોલાહલયુક્ત સમાજ કરતાં શાન્તિમય એકા-ન્તવાસને વધારે પસંદ કરે છે."

# चातुर्मास ज्ञानयज्ञनी योजना

વાંચનાર બંધુઓ અને બહેનો !

જે પરમાત્માની કૃપાથી અને મહાન્ ઋષિમુનિઓના પ્રતાપથી આજે આવા ઉમદા ગ્રંથોનો લાભ તમે લઇ શકો છો; તેઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવી એ પણ પ્રત્યેકનું કર્તવ્ય છે. આ કર્તવ્ય માત્ર વાણીથી નહિ, પણ ઉતરતી સ્થિતિવાળાં મનુષ્યોની ઉન્નતિ માટે તનમનધનથી ઉદાર બનીને દર્શાવવી જોઇએ. આ પ્રકારે આ કર્તવ્ય જેટલું વધુ બજાવાય, તેટલી તેના તરફ પણ તે પરમ પિતા પ્રભુની કૃપાદૃષ્ટિ વધતી ચાલીને તેને અધિકાધિક ઉચ્ચ વસ્તુસ્થિતિઓ પ્રાપ્ત થતી ચાલે છે. ઓરડાનાં બંને તરફનાં દ્વાર ખુલ્લાં મુકાય તોજ મલિન હવા નીકળતી રહી તેને ઠેકાણે બહારની વિશુદ્ધ હવા પ્રવેશતી રહે છે, તેવુંજ આ બાબતમાં પણ છે.

ઉત્તમ ગ્રન્થોનું સેવન કરવાના અનેક લાભો તમે પોતે અનુભવતા હશો; પરંતુ દેશમાંનાં લખીવાંચી જાણનારાં લાખો કરોડો મનુષ્યોમાંથી સેંકડે દશ માણસો પણ ભાગ્યેજ ઉત્તમ વાચનનો લાભ લઈ શકે છે; અને બાકીનો નેવું ટકા ભાગ તો તેનાથી બેનશીબજ રહે છે. પ્રભુનાં આ બાળસંતાનો—અક્ષરબોધરૂપી છતી આંખોએ અજ્ઞાનના અંધકારમાં અથડાઇ રહેલાં આપણાં આ અસંખ્ય નાનાં ભાઈબહેનો—એમના જીવનમાર્ગને પ્રકાશવા માટે તેમને ઉત્તમ વાચનરૂપી જ્ઞાનદીપકો વિનામૂલ્યે પૂરા પાડવા; એ પણ એક ઉત્તમ પુણ્યકાર્ય, પ્રભુસેવા, અથવા જનસેવાનું કાર્ય છે.

ઉપર જણાવ્યું તેમ માનવસમાજમાંનો જે મોટો ભાગ જ્ઞાનચારિત્ર્યવર્ધક ગ્રંથોનો લાભ નથી લઇ શકતો. તેમાં સદ્ગ્રંથોના અસ્તિત્વનું તથા તેના સદુપયોગના ફાયદાઓનું તે વર્ગનું અજ્ઞાન, પૈસા ખર્ચવાની તેમની અરુચિ ને અશક્તિ, માત્ર સમાચારપત્રો કે વિલાસી વાર્તાઓમાંજ તેમનું પડયા રહેવું, વગેરે અનેક કારણો હશે; પરંતુ જેમ ઘરમાંનાં મોટાં માણસો બાળકોને બોલતાં, ચાલતાં, ખાતાં, પીતાં, લખતાં, વાંચતાં વગેરે શિખવવાની અને તેમની બીજી પણ સર્વ આવશ્યકતાઓ પૂરી પાડવાની પોતાની ફરજ સમજે છે; તેમ દેશરૂપી કુટુંબમાંના બાળવર્ગ સમાન એ અતિ વિશાળ માનવસમાજ પ્રત્યે પણ તેમના વડીલ બંધુઓ તરીકે સમજુ સજ્જનોને માથે આ બાબતમાં જે ખાસ અગત્યની ફરજ રહેલી છે, અને તે ફરજ તેઓ નથી બજાવતા, એ કારણ તો વળી સર્વથી મોટું અને માફ ન થઇ શકે તેવું છે.

પ્રભુએ આ સૃષ્ટિ રચીને તેને બીજાઓની દયા ઉપરજ મૂકી દીધી હોય એવું તો હોયજ નહિ. તે પ્રભુની સર્વવ્યાપકતા, સર્વશક્તિમત્તા, સર્વજ્ઞતા અને સર્વ પ્રાણિપદાર્થ પ્રત્યેની સતત અનુપમ કૃપા આગળ તો મોટા સમ્રાટોનાં સમગ્ર પૃથ્વીનાં દાન પણ તૃણતુલ્ય છે. આમ છતાં તે કૃપાળુએ શ્રીમાનો ઉપર કૃપા કરીને તથા તેમનાપર કેટલીક ફરજ મૂકીને એવો માર્ગ પણ રાખ્યો છેજ કે જેથી તેઓ પોતાથી ઉતરતી સ્થિતિવાળાઓને તનમનધનથી અમુક દરજ્જે ઉપયોગી બની શકે; અને તેમ કરીને પોતાનું હિત, પુણ્ય અને સુખ વધારી શકે; તથા ધનવૈભવની સાથે જોડાયલાં અનેકવિધ જ્ઞાતઅજ્ઞાત પાપોમાંથી છૂટાય તેટલા છૂટી શકે.

હકીકત એ પ્રમાણે હોવાથી સામાન્ય જનસમૂહમાં ચડતા વર્ગવાળાઓએ (વિદ્વાનો અને ધનવાનોએ) વખતોવખત નાનાંમોટાં જ્ઞાનચારિત્ર્યવર્ધક ચોપડીઓપાનીઓ મોટી

સંખ્યામાં ફેલાવતા રહીને તેમનામાં પણ ઉત્તમ જ્ઞાનચારિત્રની જાગૃતિ તથા વૃદ્ધિ થતી ચાલે, અને તેમનો જીવનમાર્ગ સરલ તથા સુખાવહ બને તેમ કરવું જોઇએ. તેમના વડીલ બંધુઓ તરીકેજ નહિ, પણ તેમની મહેનતનો અનેક પ્રકારે લાભ ઉઠાવનારા તરીકે, દેવઋણ અને ઋષિઋણમાંથી છૂટવા માટે, ધનવૈભવની સાથે જોડાયલાં અનેકવિધ જ્ઞાત અજ્ઞાત પાપોમાંથી છૂટવા માટે, તથા પ્રભુની અધિક કૃપા મેળવી અધિકાધિક સુખ-સંપત્તિનો તેમજ મોક્ષપદનો લાભ મેળવવા માટે પણ સમજુઓએ તે બહુસંખ્યક માનવબંધુઓમાં જ્ઞાનચારિત્ર્યનો પ્રચાર ખૂબ છૂટથી થાય તેમ કરવું જોઇએ.

આ પ્રકારનું કાર્ય એક સ્વતંત્ર યોજનાના રૂપમાં ઉપાડી લઇ તેની પાછળ સર્વભાવે મંડી પડનાર કોઇ નિઃસ્વાર્થી, ચારિત્ર્યવાન્ બહુશ્રુત અને વ્યવહારકુશળ વ્યક્તિ ગુજરાતને માટે નીકળી આવે તો તે બહુજ અગત્યની સેવા બજાવી શકે. ધર્મ, નીતિ, આરોગ્ય, ઘરગથુ ઉપાયો, સ્વચ્છતા, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, માંદાંની આવજત, પરોપકાર, સારા રીતરિવાજ, ખરાબ રૂઢિબંધન, જનસેવાના દરેકથી બની શકે તેવા સાદા–સીધા પ્રકારો, અને બીજી અનેક બાબતોને લગતા નાના નાના અને અસરકારક નિબંધો તથા વાર્તાઓ આવા કામને માટે વખતો વખત યોજી શકાય; અને ગુજરાતી તથા બીજી ભાષાઓમાં આવાં ચોપડીચોપાનીઆં વખતો વખત મેળાઓદ્વારા, ગામડાંઓમાં લોકસેવાનાં કામો બજાવનારાઓદ્વારા, તેમજ ગ્રંથમાળાઓ અને માસિકપત્રો વગેરેના સંસ્કારી વાચકવર્ગદ્વારા ઘણા મોટા પ્રમાણમાં ફેલાવી શકાય.

ખ્રિસ્તી લોકો ભારતવાસીઓને પોતાની જાળમાં વિશેષ સપડાવવા સારૂ અનેક પ્રકારનાં પુસ્તકપુસ્તિકાઓ ફેલાવવા પાછળ તનમનથી અથાક શ્રમ લેવાની સાથે ધનથી પણ લાખો કરોડોનો ખર્ચ કર્યા કરે છે; તો પછી આપણા પોતાનાજ દેશના અને પોતાનાજ ધર્મના લોકોની આવા પ્રકારની સેવાઓ તરફ આપણાજ દેશના અને આપણાજ ધર્મના સમજુ સજ્જનોએ લક્ષ આપવાની કેટલી બધી જરૂર છે ?

જ્યાંસુધી આવાં કામો એવા સ્થાયી અને મોટા પાયા ઉપર ઉઠાવવામાં આવે નહિ; ત્યાંસુધી એ દિશામાં થોડું ઘણું થાય તે કરવાના હેતુથી આ સંસ્થા તરફથી આ "**જ્ઞાનયજ્ઞ**" **ની યોજના અને ફંડ** ચાલુ કરવામાં આવ્યાં છે.

આ જ્ઞાનયજ્ઞની પ્રથમ આહુતિ તરીકે શ્રીમદ્ ભગવદ્ગીતાના સારાંશરૂપ ૧૮ મા અધ્યાયની પ્રત ૧૧૪૦૦૦ ટીકાસહિત છપાવીને ૧૯૭૯ના ચાતુર્માસમાં–તેનો ઉપયોગ કરવા ઇચ્છે એવા મનુષ્યોમાં કાળજીપૂર્વક ફેલાવાઇ હતી; અને ચાલુ સાલમાં હિન્દી તેમજ મરાઠી ટીકાવાળી એવીજ પુસ્તિકાઓ તે તે પ્રાંતોમાં ફેલાવવાની ધારણા રખાઇ છે.

આ પ્રમાણે દરેક વર્ષના ચાતુર્માસમાં, તેમજ અનુકૂળતા આવે ત્યારે ત્યારે આ "એકાધ્યાયી ગીતા" બીજાં વધારે માણસોમાં તથા બીજી ભાષાઓમાં ફેલાવી શકાય; તથા બીજાં પણ જૂદી જૂદી ઉપયોગી બાબતોને લગતાં નાનાં નાનાં ચોપડીચોપાનીઆં વખતો વખત મોટી સંખ્યામાં ફેલાવી શકાય; તેટલા સારૂ આ **જ્ઞાનયજ્ઞફંડ સદાને માટે ખુલ્લું રાખવામાં આવ્યું છે.**

આ ફંડમાં કમમાં કમ ચાર આનાસુધીની રકમ લેવાશે અને વખતો વખત જે રકમ ભેગી થશે, તેમાંથી જ્ઞાનચારિત્ર્યને વધારનારાં લોકોપયોગી ચોપડીચોપા-

નીઓ તે તે વર્ષના ચાતુર્માસમાં અથવા અન્ય અનુકૂળ સમયે ફેલાવાતાં રહેશે.

આ ખાતે મોકલાતી દરેક રકમ સાથે "જ્ઞાનયજ્ઞફંડમાટે" એટલું અવશ્ય જણાવવું. મ૦ ઓ૦ દ્વારા મોકલનારને તો ટપાલ રસ્તે તેની પાવતી મળે છેજ, અને અમદાવાદ અથવા મુંબઇના કાર્યાલયમાં રૂબરૂ આપનારને રૂબરૂમાંજ પાવતી મળશે.

આ ફંડના વહિવટનો હિસાબ વિવિધ ગ્રંથમાળાદ્વારા વખતો વખત પ્રસિદ્ધ થશે અને તેમાં મળેલી પ્રત્યેક રકમ દાતાના નામ સાથે છપાશે. ઉપર જણાવેલી પ્રત ૧૧૪૦૦૦ ના ખર્ચનો, તથા ત્યાંસુધીમાં જ્ઞાનયજ્ઞફંડમાં ભરાયલાં નાણાંનો હિસાબ એ માળાના પુસ્તક " વિવેકાનંદ ભાગ ૧૦ મો " એમાં છપાઇ ચૂક્યો છે.

આ કોષમાં આર્થિક સહાય આપનારા જે સજ્જનો, આ યોજનાદ્વારા નીકળતાં ચોપડીચોપાનીઆં ફેલાવવાનું કાર્ય પણ બજાવવાની તત્પરતા જણાવશે તેઓની તેવી સહાય પણ ધન્યવાદની સાથે લેવાશે; અને તેમની રકમમાંથી તૈયાર થઇ શકે એટલી પુસ્તિકાઓ તો અવશ્યજ સ્વહસ્તે વહેંચવા સારૂ આ સંસ્થા પાસેથી તેઓ મેળવી શકશે.

આશા છે કે જ્ઞાનપ્રચારનો મહિમા સમજનારા સજ્જનો આ શુભ કાર્યમાં વખતો વખત ઉપયોગી થતા રહી શુભાશુભ પ્રસંગે આ ફંડને યાદ કરવા ચૂકશે નહિ.

આ ફંડમાં ઓછામાં ઓછા રૂ. ૧૦૦ ) ભરનાર સજ્જનની ઇચ્છા હશે અને તે ઇચ્છા પ્રથમથી દર્શાવેલી હશે તો તેમના પૈસાવડે જેટલી પ્રત વહેંચી શકાય તેમ હશે તેટલી પ્રતના મુખપૃષ્ઠ ઉપર " અમુક વ્યક્તિ અથવા પ્રસંગના સ્મરણમાં અમુક તરફથી ભેટ " એવી મતલબનું છાપી અપાશે; અને એવું છપાયલી સઘળી અથવા જેટલી કહી હશે તેટલી પ્રતો તે ધણી ઉપર તેમને હાથે વહેંચવા સારૂ મોકલી આપી બાકીની પ્રતો સંસ્થા તરફથી બીજાઓદ્વારા વહેંચાશે.

ગમે તેટલી થોડી પ્રત ખરીદીને વહેંચવા ઇચ્છનાર પણ જો ઇચ્છશે તો તે પ્રતો ઉપર, ઉપર જણાવ્યા પ્રમાણે પોતાનું નામ વગેરે હાથવડે અથવા તો રબ્બરના સીક્કાવડે લખી–છાપી શકશે.

આર્ય ઋષિમુનિઓએ લોકસેવાદ્વારા સ્વહિતને સધાવનારાં જે અનેકવિધ યજ્ઞદાનાદિ ઉપદેશ્યાં છે, તેમાં જ્ઞાનદાનને સર્વોપરિ ગણીને તેને "બ્રહ્મદાન" પણ કહ્યું છે.

પરમવંદનીય શ્રીજ્ઞાનેશ્વર મહારાજ તો શ્રી જ્ઞાનેશ્વરીમાં એમજ કહે છે કેઃ–"જે કોઇ પુસ્તકના નિમિત્તથી ગીતા બીજાઓને આપે છે, તે માણસ લોકોને માટે આ સંસારરૂપી બજારમાં મોક્ષસુખનું સદાવ્રત ખોલે છે...ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળક છૂટાં ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ સજ્જનોનો ધર્મ છે."

ભૂતમાત્રના સદાના સહાયક અને પરમ આધારસ્વરૂપ પરમાત્મદેવની અપાર લોકહિતાવહતામાં નિમિત્તભૂત બનવામાં રહેલું અહોભાગ્ય સર્વને સમજાઓ. ૐ તત્સત્

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ અને મુંબઇ

# ज्ञानेश्वरीमां आवता पारिभाषिक शब्दोनी समजूत

**द्विविध प्रकृति**—(१) परा—એ જીવભૂતા છે. (२) અપરા એ જડ છે. તેના આઠ ભેદ છે. આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, મન, બુદ્ધિ અને અહંકાર.

**ત્રિવિધ કર્મ**—કર્મ, અકર્મ, અને વિકર્મ.

**ત્રણ ગુણ**—સત્ત્વ, રજ અને તમ.

**ત્રિવિધ તાપ**—આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક.

**ત્રણ દોષ**—શરીરના-ચોરી, વ્યભિચાર, અને હિંસા.

**ત્રણ દોષ—મનના**-તૃષ્ણા, ચિંતા, અને બુદ્ધિમંદતા.

**ચાર દોષ—વાણીના**-નિંદા, અસત્ય, કઠોરતા અને વધારે પડતું બોલવું.

**ચતુર્વિધ અન્ન**—ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય.

**ચાર આશ્રમ**—બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ.

**ચાર અવસ્થા**—જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા.

**ચાર પુરુષાર્થ**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

**ચાર પાદ-બ્રહ્મના**—વૈરાટ, હિરણ્ય ગર્ભ, ઈશ્વર અને ઇશ્વર સાક્ષી.

**ચાર પાદ-આત્માના**—વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય.

**ચાર માત્રા ૐકારની**—અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રા ( અમાત્ર ).

**ચાર પ્રકારના ભક્ત**—આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ અને જ્ઞાની.

**ચાર પ્રકારના મનુષ્ય**—પામર, વિષયી, જિજ્ઞાસુ ( મુમુક્ષુ ) અને મુક્ત.

**ચાર મહાવાક્ય**—**प्रज्ञानं ब्रह्म** ( ઋગ્વેદ ) **तत्त्वमसि** (સામવેદ) **अयमात्मा ब्रह्म** ( અથર્વ વેદ ) **अहं ब्रह्मास्मि** ( યજુર્વેદ )

**ચાર પ્રકારની મુક્તિ**—સામીપ્ય, સાયુજ્ય, સારૂપ્ય અને સાર્ષ્ટિ.

**ચાર પ્રકારની યોની**—જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ.

**ચાર પ્રકારના યોગ**—હઠયોગ, મંત્રયોગ, લયયોગ અને રાજયોગ.

**ચાર પ્રકારની વાણી**—પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી.

**ચાર પ્રકારના શબ્દ**—ઘોષ, ધ્વનિ, નાદ અને ૐકાર.

**અંતઃકરણ ચતુષ્ટય**—મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર.

**પાંચ મુખ્ય આસન**—( યોગનાં ) સિદ્ધ, પદ્મ, ભદ્ર, વજ્ર, સ્વસ્તિક.

**પાંચ જ્ઞાનેંદ્રિય**—શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીભ અને નાસિકા.

**પાંચ કર્મેંદ્રિય**—વાચા, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ.

**પાંચ વિષય**—( જ્ઞાનેંદ્રિયના ) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ

**પાંચ વિષય**—( કર્મેંદ્રિયના ) બોલવું, આપવું-લેવું, ચાલવું, મળત્યાગ, મૂત્રત્યાગ.

**પાંચ પ્રકારના ક્લેશ**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.

**પાંચ પ્રકારનાં કર્મ**—નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્ત અને નિષિદ્ધ.

**પાંચ કોષ**—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.

**પાંચ દેવતરુ**—મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન.

**પાંચ પ્રાણ**—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન.

પાંચ ઉપપ્રાણ—નાગ, કૂર્મ, કૃકલ, ધનંજય અને દેવદત્ત.
પંચભૂત—આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી.
છ ઋતુ—વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર.
છ શાસ્ત્ર અથવા ષડ્દર્શન—ન્યાય,વૈશેષિક,સાંખ્ય,યોગ,પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા.
છ પ્રમાણ—પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ.
કપિલાષષ્ઠી—એ પર્વ બહુધા ૬૦ વર્ષે આવે છે. માસ ભાદ્રપદ, પક્ષ કૃષ્ણ, તિથિ ષષ્ઠી, વાર ભોમ, નક્ષત્ર રોહિણી, યોગ વ્યતિપાત અને મહા નક્ષત્ર હસ્ત એટલા યોગો એકઠા થાય ત્યારે એ આવે છે.
સપ્તકુલપર્વત—મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષ, વિંધ્ય અને પારિયાત્ર.
સાત ચક્ર—આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને સહસ્રદલપદ્મ.
સાત ધાતુ—રક્ત, માંસ, મજ્જા, મેદ, રસ, અસ્થિ અને શુક્ર.
સાત પાતાલ—અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ.
સાત સ્વર્ગ—ભૂ:, ભુવ:, સ્વ:, મહ:, જન:, તપ:, અને સત્ય.
સપ્ત સ્વર—નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત અને પંચમ.
આઠ અંગ ( યોગનાં )—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.
આઠ દિગ્ગજ—ઐરાવત,પુંડરીક,વામન, કુમુદ,અંજન,પુષ્પદંત,સાર્વભૌમ અને સુપ્રતિક.
આઠ પ્રકારના સાત્ત્વિક ભાવ—સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુપાત અને પ્રલય.
અષ્ટ લોકપાલ—ધર, ધ્રુવ, સોમ, અન્હ, અનિલ, અનલ, પ્રત્યુષ અને પ્રભાસ.
અષ્ટ સિદ્ધિ—અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિતા અને વશિતા ( શ્રીમદ્ ભાગવત એકાદશ સ્કંધનો અધ્યાય ૧૫ જુઓ. )
નવ પ્રકારની ભક્તિ—શ્રવણ, કીર્તન, નામસ્મરણ,પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.
નવ રસ—અલંકાર શાસ્ત્રમાંના–શૃંગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત.
દશ નિયમ—" दानमिज्या तपो ध्यानं स्वाध्यायोपस्थनिग्रहो ।
व्रतोपवासौ मौनं च स्नानं च नियमादश ॥ "
દાન, યજ્ઞ, તપ, ધ્યાન, સ્વાધ્યાય, બ્રહ્મચર્ય, વ્રત, ઉપવાસ, મૌન અને સ્નાન.
દશ યમ—आनृशंस्यं क्षमा सत्यमहिंसा दम आर्जवम् ।
प्रीतिः प्रसादो माधुर्यमक्रोधश्च यमादश ॥
અક્રૂરતા, ક્ષમા, સત્ય, અહિંસા, દમ, સરળતા, પ્રીતિ, પ્રસન્નતા, માધુર્ય અને શાંતિ એ દશ યમ છે.
એકાદશ રુદ્ર—મૃગવ્યાધ, સર્પ, નિર્ઋતિ, અજૈકપાત્, અહિર્બુધ્ન્ય, પિનાકી, દહન, ઇશ્વર, કપાલી, મહાદ્યુતિ અને ભર્ગ.
ચૌદ મનુ—સ્વાયંભુવ,સ્વારોચિષ, ઉત્તમ,તામસ,રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષ સાવર્ણિ,બ્રહ્મ સાવર્ણિ, રુદ્ર સાવર્ણિ, દેવ સાવર્ણિ,ઇંદ્ર સાવર્ણિ અને ધર્મ સાવર્ણિ.



# श्री गीतामाहात्म्य

॥ श्री गणेशाय नमः ॥

धरोवाच ॥ भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ॥
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥१॥

શ્રીપૃથ્વીદેવી પૂછે છે:-હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધને ભોગવી રહેલા મનુષ્યના હૃદયમાં અનન્ય ભક્તિ કયા ઉપાયથી ઉત્પન્ન થાય? ૧

श्रीविष्णुरुवाच। प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥२॥

શ્રીવિષ્ણુભગવાન બોલ્યા:-પ્રારબ્ધને ભોગવી રહેલો મનુષ્ય જો નિત્ય ગીતાનો અભ્યાસ કર્યા કરતો હોય તો આ લોકમાં તેને મુક્ત અને સુખી જાણવો; કેમકે તે કર્મથી લેપાતો નથી. (૨)

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ॥
क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमंबुवत् ॥३॥

જેમ કમળપત્રને જળનો સ્પર્શ થતો નથી તેમ ગીતાનું ધ્યાન કરનારને મહાપાપ અને બીજાં પાપો કદિ સ્પર્શ કરી શકતાં નથી. (૩)

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ॥
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥४॥

જ્યાં ગીતાનું પુસ્તક હોય અને જ્યાં તેનો પાઠ થતો હોય, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થ રહે છે. (૪)

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥
गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥५॥

જ્યાં ગીતા પ્રવર્તે છે ત્યાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો, ગોવાળો, ગોપીઓ તેમજ નારદ, ઉદ્ધવાદિ પાર્ષદોની પણ ત્યાં સહાય તુરત આવી મળે છે. (૫)

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ॥
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥६॥

જ્યાં ગીતાસંબંધી વિચાર ચાલે છે, તથા જ્યાં તેનું ભણવું ભણાવવું અને શ્રવણ ચાલે છે, ત્યાં હે પૃથ્વિ ! હું સદૈવજ નિવાસ કરૂં છું. (૬)

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ॥
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥७॥

હું ગીતાના આશ્રયમાં રહું છું. ગીતા મારૂં ઉત્તમ સ્થાન છે. ગીતાના જ્ઞાનનો આશ્રય કરીને ત્રણે લોકનું હું પાલન કરૂં છું. (૭)

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ॥
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥८॥

ગીતા એ અવર્ણનીય પદોવાળી મારી ઉત્તમ વિદ્યા છે, બ્રહ્મરૂપા છે,અવિનાશી અર્ધ માત્રા છે, અને નિત્ય છે, એમાં સંશય નથી. (૮)

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ॥
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥९॥

વળી તે સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણે સ્વમુખે અર્જુન પ્રત્યે કહેલી છે, ત્રણે વેદરૂપ છે, પરમાનંદરૂપ છે તથા જ્ઞાનના સારાંશરૂપ છે. (૯)

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ॥
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥१०॥

જે મનુષ્ય સ્થિર મનથી નિત્ય ગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે તે જ્ઞાનની સિદ્ધિને પામે છે અને તેથી પરમ પદને પામે છે. (૧૦)

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ॥
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥११॥

સંપૂર્ણ પાઠ કરવાને અસમર્થ હોય તો તેનો અર્ધો પાઠ કરવાથી પણ ગોદાનનું ફળ મળે છે; એમાં સંશય નથી. (૧૧)

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ॥
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥१२॥

ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનના ફળને પામે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ મેળવે છે. (૧૨)

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥१३॥

જે પુરુષ ભક્તિપૂર્વક નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે તે રુદ્ર લોકને પામે છે અને ત્યાં શીવજીનો ગણ થઈને ઘણો કાળ વસે છે. (૧૩)

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ॥
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥१४॥

જે મનુષ્ય નિત્ય એક અધ્યાય, એક શ્લોક અથવા એક ચરણનો પાઠ કરે છે તે પણ હે પૃથ્વિ ! મન્વંતર સુધી મનુષ્યજ રહે છે. (૧૪)

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ॥
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥१५॥
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥

જે મનુષ્ય ગીતાના દશ, સાત, પાંચ, ચાર, બે ત્રણ કે એક શ્લોકનો અથવા તો અર્ધા શ્લોકનો પણ પાઠ નિત્ય કરે છે; તે અવશ્ય દશહજાર વર્ષ સુધી ચંદ્રલોકને પામે છે. ગીતાનો સારી રીતે પાઠ કરનારો મનુષ્ય મર્યા પછી પણ પાછો મનુષ્યજ થાય છે. (૧૫–૧૬)

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥१७॥

અને પછી ગીતાનો વધારે અભ્યાસ કરીને મોક્ષને પામે છે. મરતી વેળા "ગીતા" એવો ઉચ્ચાર કરનારો પણ સદ્ગતિને પામે છે. (૧૭)

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥१८॥

મહા પાપી મનુષ્ય પણ જો ગીતાનો અર્થ સાંભળવામાં પ્રીતિવાળો હોય તો તે વૈકુંઠને પામી વિષ્ણુની સાથે આનંદ ભોગવે છે. (૧૮)

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः

जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम् ॥१९॥

અનેક કર્મો કરવા છતાં પણ જે મનુષ્ય નિત્ય ગીતાના અર્થનું ધ્યાન ધરે છે; તેને જીવન્મુક્ત જાણવો. દેહના અંત પછી તે પરમ પદને પામે છે.

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥२०॥

જનક આદિ ઘણા રાજાઓ ગીતાના જ્ઞાનનો આશ્રય કરીને પાપરહિત થયા છે અને લોકમાં ગવાઇને પરમ પદને પામ્યા છે. (૨૦)

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥२१॥

જે મનુષ્ય ગીતાનો પાઠ કરીને માહાત્મ્યનો પાઠ કરતો નથી; તેનો પાઠ વૃથા થાય છે અને તેવા પાઠને વૃથા શ્રમરૂપજ કહ્યો છે. (૨૧)

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥२२॥

આ માહાત્મ્યસહિત જે મનુષ્ય ગીતાનો અભ્યાસ કરે છે તે પૂર્વે કહેલા ફળને મેળવી દુર્લભ એવી ઉત્તમગતિને પામે છે. (૨૨)

सूत उवाच । माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ॥
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥२३॥

સૂત કહે છે:—જે મનુષ્ય ગીતાનો પાઠ કર્યા પછી મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે,તે ઉપર જે ફળ કહ્યું તેને પામે છે.(૨૩)

इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं संपूर्णम् ॥



# मंत्र, न्यास अने ध्यान

## મંત્રવિષે સમજણ

ભગવદ્ગીતા, એ ભગવાન શ્રીકૃષ્ણની વાણી હોવાથી મંત્રરૂપ છે, અને મંત્રની સાથે તેના ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક, આ છ વાનાં પણ હોય છેજ. ગીતા સાથેનાં તે છ વાનાં નીચે પ્રમાણે છે.

### શ્રીગીતા મંત્રના ઋષિ ઇત્યાદિ

**ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः॥ अनुष्टुप् छंदः॥ श्रीकृष्णः परमात्मा देवता॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम्॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम्॥**

ॐ આ શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી માળામાં આવેલા ભગવદ્વચનોરૂપી મંત્રોના ઋષિ એટલે દ્રષ્ટા કે સંગ્રહ કરનાર ભગવાન વેદવ્યાસ; છંદ અનુષ્ટુપ; અને દેવતા ભગવાન શ્રીકૃષ્ણ છે. "શોક નહિ કરવા યોગ્ય તેનો તું શોક કરે છે, અને પંડિતના જેવા શબ્દો બોલે છે" એ વચન ગીતા મંત્રનું બીજ એટલે કે ગીતાના આરંભનું કારણ છે "સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારેજ શરણે આવ" આ વચન ગીતા મંત્રની શક્તિ છે; અને "હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર" એ આ ગીતા મંત્રની કીલક એટલે ખીલી અથવા કુંચી છે.

## ન્યાસવિષે સમજણ

હરકોઇ મંત્રવડે દેવપૂજા કે જપ ઇત્યાદિ કરવા પહેલાં તે કાર્ય કરનારે શરીરની શુદ્ધિ ઉપરાંત શરીરનાં જૂદાં જૂદાં અંગોમાં મંત્રોનું અરોપણ કરીને મંત્રરૂપ બનવું જોઈએ. તે ન્યાસના બે વિભાગ છે. કરન્યાસ અને અંગન્યાસ. ગીતાનો પાઠ કરનારે પ્રથમ ગીતામંત્રના ઋષિ, છંદ, દેવતા ઇત્યાદીનું સ્મરણ કર્યા પછી એ ન્યાસ નીચેના વિધિ અને ક્રમ પ્રમાણે કરવા.

### કરન્યાસનો વિધિ

**नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावकः॥**

અર્થાત્ "એને—આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી." આ મંત્ર ભણીને બંને હાથના અંગુઠા ભેળા કરીને તેને

નમસ્કાર કરવા.

न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

અર્થાત્ “ એને પાણી પલાળી શકતું નથી અને પવન સુકવી શકતો નથી” આ મંત્ર ભણીને બંને હાથની તર્જનીઓ ( અંગુઠા પાસેની આંગળીઓ ) ભેળી કરીને તેને નમસ્કાર કરવા.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥

અર્થાત્ “ આ આત્મા છેદી શકાય નહિ તેવો, બાળી શકાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો અને સુકવી શકાય નહિ તેવો છે, ” આ મંત્ર ભણીને બંને હાથની વચલી આંગળીઓ ભેળી કરીને તેને નમસ્કાર કરવા.

नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

અર્થાત્ “ આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે,” આ મંત્ર ભણીને બંને હાથની અનામિકાઓ ( ટચલીની પાસેની આંગળીઓ ) ભેગી કરીને તેને નમવું.

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥

અર્થાત્ “ હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો ” આ મંત્ર ભણીને બંને હાથની ટચલી આંગળીઓ ભેળી કરી તેને નમવું.

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥

અર્થાત્ “ મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે,” આ મંત્ર ભણીને બંને હાથની હથેળીઓને તથા પાછલા ભાગોને ભેળા કરીને તેને નમસ્કાર કરવા. આમ કરન્યાસ કરી, પછી હૃદયાદિ અંગન્યાસ કરવો.

હૃદયાદિ અંગન્યાસનો વિધિ

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥

અર્થાત્ “ એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી” એ મંત્ર ભણીને हृदयाय नमः એમ બોલીને બેઉ હાથના અગ્રભાગ એટલે આંગળીઓના છેડાઓને હૃદયે અડાડીને નમસ્કાર કરવા.

न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

અર્થાત્ “એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સુકવી શકતો નથી” આ મંત્ર ભણીને शिरसे स्वाहा એમ બોલીને બેઉ હાથના અગ્ર ભાગવડે મસ્તકને સ્પર્શ કરવો.

## अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥

અર્થાત્ "આ આત્મા છેદી શકાય નહિ તેવો, બાળી શકાય નહિ તેવો, ભીંજવી શકાય નહિ તેવો અને સુકવી શકાય નહિ તેવો છે" આ મંત્ર ભણીને शिखायै वषट् એમ બોલીને બેઉ હાથના અગ્રભાગવડે ચોટલીને સ્પર્શ કરવો.

## नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः॥

અર્થાત્ "આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે" આ મંત્ર ભણીને कवचाय हुम् એમ બોલીને બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું. આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

## पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥

અર્થાત્ "હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો" આ મંત્ર ભણીને नेत्रत्रयाय वौषट् એમ બોલીને બેઉ હાથના અગ્રભાગવડે બંને ચક્ષુઓને અને બંને ભ્રમરો વચ્ચેના ત્રીજા ગુપ્ત જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

## नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ।

અર્થાત્ "મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણનાં છે" આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ બોલીને જમણા હાથને માથાપરથી ફેરવી તેનાવડે ડાબી હથેળીમાં તાળી વગાડવી. अंगन्यास समाप्त.

### વિનિયોગ

## श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥

શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રીતિને અર્થે જ આ પાઠનો વિનિયોગ–વિશેષ ઉપયોગ છે.

### ધ્યાનનો વિધિ

આગળ પ્રમાણે અંગન્યાસ કર્યા પછી ગીતાના ઋષિ વ્યાસ ભગવાનનું તથા દેવતા શ્રીકૃષ્ણ ભગવાનનું નીચે કહેલી ભાવનાઓ અને નમસ્કારસહિત ધ્યાન કરવું.

## ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
## व्यासेन ग्रथितां पुराणमुनिना मध्येमहाभारतम् ॥

अद्वैतामृत वर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥१॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુની શ્રી-વેદ વ્યાસજીએ મહાભારતમાં ગુંથેલી, અદ્વૈતરૂપી અમૃતને વર્ષાવનારી, ભગવતી—એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યના આધારરૂપ—અષ્ટાદશ અધ્યાયવાળી અને જન્મમરણને તથા અહંતામમતારૂપ સંસારને ટાળનારી એવી હે માતા! હે ભગવદ્‌ગીતા! હું તારૂં ધ્યાન ધરૂં છું. (૧)

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२

વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા હે વ્યાસ-ભગવાન! આપને નમસ્કાર હો. આપેજ મહાભારતરૂપી તેલ પૂરીને આ ગીતા જ્ઞાનરૂપી દીપક પ્રગટાવ્યો છે. (૨)

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥३॥

શરણ થનારને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાન—મુદ્રાયુકત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ! આપને નમસ્કાર હો. (૩)

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥४॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે; તેના દોહનારા ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન છે; અર્જુનરૂપ વત્સ (વાછરડો) છે; બુદ્ધિશાળી પુરુષો તે દૂધના ભોકતા (પીનારા) છે અને મહાન ગીતામૃતરૂપી દૂધ છે. (૪)

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥

વસુદેવના પુત્ર, દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણુર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા એવા હે શ્રીકૃષ્ણ! હે જગદ્‌ગુરુ! હું આપને વંદન કરૂં છું. (૫)

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः॥६॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુની-રૂપી નીલ પત્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ઘુમરીવાળી, એવી યુદ્ધરૂપી નદીને શ્રીકૃષ્ણરૂપી સુકાનીવડેજ પાંડવો તરી ગયા હતા. ૬

पाराशर्यवचःसरोजममलं गीतार्थगंधोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे॥७॥

ગીતાના અર્થરૂપી તીક્ષ્ણ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશવડે પ્રફુલ્લ થયેલું, જગત્માંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું, કળીકાળનાં પાપનો વિનાશ કરનારૂં અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિની વાણીરૂપી સરોવરમાં ઉગેલું મહાભારતરૂપી કમળ અમારૂં કલ્યાણ કરનારૂં થાઓ. (૭)

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥८॥

જેમની કૃપા મુંગા માણસને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઉલ્લંઘાવે છે; તે પરમાનંદ સ્વરૂપ માધવને હું વંદન કરૂં છું. (૮)

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैःस्तवैः।
वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

૧૧૯૬૯



બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત્ (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ, ક્રમ અને ઉપનિષદસહિત વેદોવડે જેમની સ્તુતિ ગાય છે; ધ્યાનમાં સ્થિર થએલા મુનિઓ તેમાં રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે, અને દેવો તેમજ અસુરો જેમના પારને જાણી શકતા નથી, એવા પરમાત્મદેવને નમસ્કાર હો.

# આ આવૃત્તિનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૫ | આત્મજ્ઞાના | આત્મજ્ઞાનના |
| ૨૬ | ૨૭ | ગત | ગીતા |
| ૩૩ | ૨૫ | ગોરક્ષનાથથી | ગોરક્ષનાથની |
| ૩૫ | ૧૧ | ઇશ્વરેઇચ્છા | ઇશ્વિરેચ્છા |
| ૩૬ | ૧૪ | સંન્યાસીની | સંન્યાસની |
| ૪૦ | ૫ | બ્રાહ્મણોઓ | બ્રાહ્મણોએ |
| ૫૩ | ૨૦ | પ્રેમરરસનું | પ્રેમરસનું |
| ૫૫ | ૭ | અશ્ર | અશ્રુ |
| ૬૪ | ૧૨ | આપાને | આપીને |
| ૮૭ | ૧૦ | કર્યો | કર્યો |
| ૮૮ | ૧૯ | ધૃષ્ટ ુમ્ને | ધૃષ્ટદ્યુમ્ને |
| ૯૩ | ૪ | મે | મેરુ |
| ૧૧૧ | ૩૨ | આપણું | આપવું |
| ૧૨૨ | ૪ | કારવો | કૌરવો |
| ૧૩૨ | ૧૧ | જ્યોતિથી | જ્યોતિ |
| ૧૩૫ | ૧૭ | ખટી | ખુટી |
| ૧૪૦ | ૨૦ | સ્ત્રીકારવા | સ્વીકાર વા |
| ૧૪૪ | ૬ | સાંદર્ય | સૌંદર્ય |
| ૧૫૦ | ૨૩ | तत्त्ववित्त | तत्त्ववित्तु |
| ૧૬૦ | ૯ | સંભળાવ્યોં | સંભળાવ્યો |
| ૧૬૦ | ૨૦ | વિપયે | વિષય |
| ૧૬૨ | ૧૦ | स्वामधिष्ठाय | स्वामाधिष्ठाय |
| ૧૬૩ | ૧૫ | वेर्त्ति | वेत्ति |
| ૧૬૭ | ૨ | ચપ | ચૂપ |
| ૧૭૦ | છેલ્લી | ઈંદ્રિયકમોની | ઈંદ્રિય કર્મોની |
| ૧૭૧ | ૩ | અવભથ | અવભૃથ |

| | | | |
|---|---|---|---|
| ૧૭૬ | ૧૮ | અયવા | અથવા |
| ૧૭૯ | ૨ | संजयउवाच | अर्जुनउवाच |
| ૧૮૩ | ૨૧ | કમો | કર્મો |
| ૧૯૯ | ૧૦ | સમુદાયને | સમુદાયને ) |
| ૨૦૭ | ૨૧ | અને ૨૨ મી લીટીઓ ૨૪ મી લીટી પછી જોઇએ. | |
| ૨૧૮ | ૨૦ | અકયના | ઐકયના |
| ૨૩૩ | ૧૫ | भांवैरे पभिः | भावैरेभिः |
| ૨૪૨ | ૧૦ | પ્રમાખે | પ્રમાણે |
| ૨૬૨ | ૧૩ | મમાર્ગ | ધૂમમાર્ગ |
| ૨૬૨ | ૨૪ | હત | હિત |
| ૨૬૬ | ૧૯ | રવિથી | રવૈયાથી |
| ૨૭૪ | ૨૦ | શકતું | શકાતું |
| ૨૭૯ | ૧૨ | વકુંઠમાં | વૈકુંઠમાં |
| ૨૯૧ | ૨૫ | જે | જે હવન |
| ૨૯૨ | ૮ | શકેલાં | શેકેલાં |
| ૨૯૨ | ૧૬ | સુખરૂખ | સુખરૂપ |
| ૨૯૭ | ૬ | કયો | કર્યો |
| ૨૯૭ | ૧૦ | મુક્તનું | મુક્તિનું |
| ૩૦૪ | ૨ | भूय | श्रीभगवानुवाच। भूय |
| ૩૧૮ | છેલ્લી | કમોને | કર્મોને |
| ૩૨૩ | ૨૨ | ફૂટે | ફૂટે |
| ૩૨૮ | ૩૦ | मद | अर्जुनउवाच। मद् |
| ૩૩૩ | છેલ્લી | पश्य | श्रीभगवानुवाच। पश्य |
| ૩૪૦ | ૧૭ | તયાર | તૈયાર |
| ૩૪૦ | ૨૨ | देवमनंत | देवमनंतं |
| ૩૪૧ | ૨૩ | વિશ્વરૂપમજ | વિશ્વરૂપમાંજ |
| ૩૫૩ | ૨૦ | સન્યને | સૈન્યને |
| ૩૬૫ | ૨૭ | સ્મુરણ | સ્મરણ |
| ૩૭૩ | ૨૦ | सुदुर्दर्श | श्रीभगवानुवाच सुदुर्दर्शं |
| ૩૭૮ | ૩૦ | ગઢ | ગૂઢ |
| ૩૯૩ | ૧૩ | ઉપત્પન્ન | ઉત્પન્ન |
| ૪૦૯ | ૨૫ | અલાબલ | અલ્લાબલા |
| ૪૧૭ | ૪ | આંત્રણમાં | આધણમાં |

અધ્યાય તેરમાના શ્લોકાંક ૯, ૧૦, ૧૧, ૧૨ ને બદલે ૮, ૯, ૧૦, ૧૧ કરવા.

| | | | |
|---|---|---|---|
| ૪૩૭ | ૪ | બારમા | અગ્યારમા |
| ૪૩૯ | ૯ | દતના | દ્વૈતના |
| ૪૪૧ | ૨૫ | શ્રતિએ | શ્રુતિએ |

| | | | |
|---|---|---|---|
| ૪૪૫ | ૧૬ | મૂતિમંત | મૂર્તિમંત |
| ૪૫૫ | છેલ્લી | વાસણુવામાં | વાસણુમાં |
| ૪૫૮ | ૨૧ | શ્રતિને | શ્રુતિને |
| ૪૭૩ | ૨૨ | શ્રતિસમુદાય | શ્રુતિસમુદાય |
| ૪૭૩ | ૨૪–૨૫ | ઇંદ્રિવવર્ણાની | ઇંદ્રિવર્ણાની |
| ૪૭૫ | ૧૫ | અર્થાત્ ત્ર | અર્થાત્ ત્રણે |
| ૪૮૫ | ૧૦ | આંગ્રણુમાં | આધણુમાં |
| ૪૮૭ | ૨૨ | ऊर्ध्व | श्रीभगवानुवाच । ऊर्ध्व |
| ૪૯૫ | ૩૦ | થત | થતાં |
| ૪૯૮ | ૨૦ | ( હું | ( હું ) |
| ૫૦૧ | ૨૩ | તે | તે જેમ |
| ૫૦૧ | ૩૨ | હતી | હતા |
| ૫૦૯ | ૨૬ | શ્રતિસહ | શ્રુતિસહ |
| ૫૧૭ | ૩૦ | स्यात्कृत्यश्च | स्यात्कृतकृत्यश्च |
| ૫૩૨ | ૩૨ | ગંગાના | ગંગાને |
| ૫૪૦ | ૨૦ | મળવવાની | મેળવવાની |
| ૫૪૬ | ૨૨ | નગરભોગની | નરકભોગની |
| ૫૪૭ | ૧૨ | પાષણ | પાષાણુ |
| ૫૫૫ | ૭ | શ્રતિ- | શ્રુતિ- |
| ૫૬૧ | ૧૨ | તાપણુ | તોપણુ |
| ૫૭૬ | ૫ | દારિદ્યની | દારિદ્રયની |
| ૬૧૫ | ૧૯ | અધિકાંધિક | અધિકાધિક |
| ૬૨૯ | ૧૬ | મનુષ્યને | મનુષ્ય |
| ૬૨૧ | ૧૭ | આધોવાયુના | અધોવાયુના |
| ૬૨૭ | ૧૨ | પડયા | પાડયા |
| ૬૩૧ | ૬ | શ્રમાણેજ | પ્રમાણેજ |
| ૬૩૨ | ૨૮ | અવે | આવે |

એ ઉપરાંત પૃષ્ઠ ૬૪૯ માં લીટી ૧૧, ૧૩, ૧૪, ૧૫, ૨૦ માં તથા પૃષ્ઠ ૬૫૦ ની લીટી ૨૪ માં ક્રમ ને બદલે કર્મ વાંચવું, અને ૬૪૯ની લીટી ૧૨ માં રાજાના મુકુટ માંને બદલે રાજમુકુટમાં, પૃષ્ઠ ૬૭૨ ની ૧૩ મી લીટીમાં મ ઔષને બદલે મઔષ, પૃષ્ઠ ૬૪૭ માં તે ને ઠેકાણે તેને તથા પૃષ્ઠ ૬૪૮ માં જે આપણું ને બદલે આપણું એમ વાંચવું.

# અનુક્રમણિકા

સ્વભાવ. મનનો ઉત્તમ ગુણ. યોગનો પરિચય. યોગાભ્યાસમાં અન્તરાય પડે તોપણ વ્યર્થ જતો નથી. યોગભ્રષ્ટનો પુનર્જન્મ. યોગી દેવનો પણ દેવ છે.

**સાતમો અધ્યાય-જ્ઞાન વિજ્ઞાનયોગ**—પૃષ્ઠ ૨૨૮ થી ૨૪૪. જ્ઞાન. વિજ્ઞાન અને અજ્ઞાનનાં લક્ષણો. કોટયવધિ લોકોમાંથી એકાદનેજ આસ્થા હોય છે. કામ તે હુંજ છું. પ્રાણીઓ મને ઓળખતાં નથી. માયાને નદીનું રૂપક. ચાર પ્રકારના ભક્તો અને તેમના હેતુ. જ્ઞાની મારો પ્રાણ છે. સંસારનાં સાધનની ભક્તિ. કોઇને પણ અપ્રિય ન લાગે એવું બોલવું. પ્રાણીઓનું મિથ્યાત્વ. શરીર અને અહંકારનો સંયોગ.

**આઠમો અધ્યાય-અક્ષરબ્રહ્મયોગ**—પૃષ્ઠ ૨૪૫ થી ૨૬૪. બ્રહ્મ એટલે શું ? અધ્યાત્મ એટલે શું ? કર્મ એટલે શું ? અધિભૂત એટલે શું ? અધિદૈવત એટલે શું? અધિયજ્ઞ એટલે શું ? મરણકાળે સ્થિર ચિત્ત. સર્વદા જે મારૂં સ્મરણ કરે છે તેને મરણકાળે હું કલેશ થવા દેતો નથી. દેહ ઉપર રૂપક. બ્રહ્મદેવનો દિવસ અને તેનો અસ્ત. પુરુષ એટલે શું ? મારૂં ખરૂં ઘર. મરણકાળે અગ્નિનું બળ જોઇએ. અગ્નિમાર્ગ અને ધૂમ્રમાર્ગ.

**નવમો અધ્યાય-રાજવિદ્યારાજગુહ્યયોગ**—પૃષ્ઠ ૨૬૫ થી ૩૦૦. જ્ઞાનેશ્વરની નમ્રતા અને તેમણે શ્રોતાઓને આપેલી મહત્તા. ગુપ્ત વાત કોને કહેવી ? જ્ઞાનની મહત્તા. મૂર્ખ લોકોને માટે બગાઇનું દૃષ્ટાંત. અજ્ઞાનીઓ મને મનુષ્યના આકારનો સમજે છે. જ્ઞાનયજ્ઞ. મારી વ્યાપકતા. સ્વર્ગનો વૈભવ. પુણ્યની સમાપ્તિ થયા પછીની દશા. મારૂં સાન્નિધ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ. મને ભક્તિપૂર્વક સર્વસ્વ અર્પણ કરવું. ભક્તિ સિવાય સર્વ વ્યર્થ છે. ભક્તિમાં જાતિભેદ નથી. બ્રાહ્મણનું મહત્ત્વ. મૃત્યુલોકનું વર્ણન.

**દશમો અધ્યાય-વિભૂતિયોગ**—પૃષ્ઠ ૩૦૧ થી ૩૨૫. પ્રસ્તાવના અને સિંહાવલોકન. ભાવનાં લક્ષણો. સૃષ્ટિની ઉત્પત્તિ. ખરો ભક્તિયોગ. પ્રેમાળ ભક્ત. અર્જુનને મળેલો અનુભવ. કૃષ્ણે કહેલું પોતાનું પરાક્રમ. વિભૂતિનું અનંતત્વ.

**અગીયારમો અધ્યાય-વિશ્વરૂપ દર્શનયોગ**—પૃષ્ઠ ૩૨૬ થી ૩૭૫. શ્રોતાઓનું ગૌરવ. અર્જુનનો સંકોચ. અર્જુનની કૃતજ્ઞતા. અર્જુનનું ભાષણ. વિરાટ સ્વરૂપનાં મુખો. સંજયે કરેલું પાંડવોનું વર્ણન. અર્જુનના ભ્રમની નિવૃત્તિ થવી. ભગવાનને આપ્ત ગણીને તેમની સાથે કરેલું વર્તન. ઉપકાર દર્શન. વિશ્વરૂપની મહત્તા. શિષ્યની હઠ સહન કરનાર ગુરુ. વિશ્વરૂપની સન્નિધ પહોંચવાનો માર્ગ.

**બારમો અધ્યાય-ભક્તિયોગ**—પૃષ્ઠ ૩૭૬ થી ૩૯૧. ગુરુકૃપાની પ્રાર્થના. યોગમાર્ગમાં રહેલું કષ્ટ. અભ્યાસયોગ. ફલત્યાગ. બ્રહ્મપ્રાપ્તિનું સુખ સૌથી અધિક છે. તેજ ભક્ત, તેજ યોગી અને તેજ મુક્ત છે. મને કેવા ભક્તો પ્રિય છે. સર્વ યોગોના સમાવેશરૂપ ભક્તિયોગ. પ્રેમાળ ભક્તોની શ્રેષ્ઠતા.

**તેરમો અધ્યાય-ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ**—પૃષ્ઠ ૩૯૨ થી ૪૫૭. ક્ષેત્ર અને તે સંબંધી જ્ઞાન. ક્ષેત્રના અવયવો. અમાનિત્વ અને અદંભિત્વ. અહિંસાવિષે ગેરસમજુતી. અહિંસાનું સ્વરૂપ. ક્ષમાનું સ્વરૂપ. આર્જવ, ગુરુભક્તિ, પવિત્રતા, સ્થિરતા, નિગ્રહ અને જરાનું વર્ણન. અજ્ઞાનનાં લક્ષણો. અર્ધજ્ઞાનીને માટે દીપકનું દૃષ્ટાન્ત. દેવોપર અશ્રદ્ધા. પ્રકૃતિ પુરુષના ગુણદોષ.

**ચૌદમો અધ્યાય-ગુણત્રયવિભાગયોગ**—પૃષ્ઠ ૪૫૮ થી ૪૮૩. માયામાંથી

ઉત્પત્તિ. વિશ્વાત્માનું સ્વરૂપ. પ્રાણીને સત્વનું બંધન. રજનું બંધન. તમનું બંધન. ગુણાતીતનાં લક્ષણો. અવ્યભિચાર ભક્તિ કોનું નામ.

**પંદરમો અધ્યાય-પુરુષોત્તમયોગ**—પૃષ્ઠ ૪૮૪ થી ૫૧૯. સંસારવૃક્ષનો વિસ્તાર. સંસારવૃક્ષને છેદી નાખવાની યુક્તિ. મોહાંધનાં લક્ષણો. મારી વ્યાપકતા. ઉપાધિનાં લક્ષણ કહેવાનાં કારણો. ક્ષર પુરુષ. અક્ષર પુરુષ. ઉત્તમ. પુરુષ.

**સોળમો અધ્યાય-દૈવાસુરસંપદ્‌વિભાગયોગ**—પૃષ્ઠ ૫૨૦ થી ૫૪૯. સદ્‌ગુરુનું સ્તવન, શક્ય નથી. અભય, સત્ત્વશુદ્ધિ, દમન, સશાસ્ત્ર યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ, અહિંસા, સત્ય અક્રોધત્વ, ત્યાગ, શાંતિ, દયા, અનાસક્તિ, કોમળતા, એ સર્વનાં લક્ષણો. નાસ્તિક મત. આસુરીલોકોનું શાસન. શ્રુતિસ્મૃતિને શિરસાવદ્ય ગણવી.

**સત્તરમો અધ્યાય-શ્રદ્ધાત્રય વિભાગયોગ**—પૃષ્ઠ ૫૫૦ થી ૫૭૬. શાસ્ત્રાભ્યાસ દુર્ઘટ છે. જ્ઞાનીના યોગથી મૂર્ખ પણ તરે છે. સાત્ત્વિક આહાર. રાજસ આહાર, તામસ આહાર. સાત્ત્વિક યજ્ઞ, રાજસ યજ્ઞ, તામસ યજ્ઞ. શરીર તપ, વાઙ્‌મય તપ, માનસ તપ, સાત્ત્વિક તપ, રાજસ તપ, તામસતપ, સાત્ત્વિકદાન, રાજસદાન, તામસદાન, એ સર્વનું વર્ણન. ૐ નામનું સામર્થ્ય. પ્રણવનો વિનિયોગ. '**तत्**' શબ્દની યોજના. '**सत्**' શબ્દની યોજના. પ્રણવનું માહાત્મ્ય.

**અઢારમો અધ્યાય-મોક્ષસંન્યાસયોગ**—પૃષ્ઠ ૫૭૭ થી ૬૮૮. જ્ઞાનેશ્વરની સંસ્કૃત કાવ્યરચના અને અનુપ્રાસ. કૃપાની અપેક્ષા. અઢારમો અધ્યાય એ ગીતામંદીરનો કળશ છે અને સત્તરમો અધ્યાય માળ છે એવું રૂપક. નિત્ય અને નૈમિત્તિક કર્મ. કામ્ય કર્મનો નિષેધ. ત્યાગ અને સંન્યાસ. કર્મ છોડવાં નહિ. કર્મત્યાગ સંભવિત નથી. આત્મા અને કર્મ કરનાર ભિન્ન છે. કર્મનાં પાંચ કારણો અને પાંચ હેતુઓ. આત્મા ઉપર બદ્ધતાનો મિથ્યા આરોપ. મુક્તનાં લક્ષણો. આત્મા સર્વથા પર છે. સાત્ત્વિક જ્ઞાન, રાજસ જ્ઞાન, અને તામસ જ્ઞાન. સાત્ત્વિક કર્મ, રાજસ કર્મ અને તામસ કર્મ. સાત્ત્વિક કર્તા, રાજસ કર્તા, તામસ કર્તા. સાત્ત્વિક બુદ્ધિ, રાજસ બુદ્ધિ, અને તામસ બુદ્ધિ. સાત્ત્વિક ધૃતિ, રાજસી ધૃતિ અને તામસી ધૃતિ. સાત્ત્વિક સુખ, રાજસ સુખ અને તામસ સુખ. ચાર વર્ણોવિષે વર્ણન. બ્રાહ્મણ ક્ષત્રિયવૈશ્ય અને શૂદ્રનાં કર્મો. સ્વધર્મ દોષયુકત હો કે કઠિન હો પરંતુ તેનું આચરણ અવશ્ય કરવું. પરમ સિદ્ધિનાં લક્ષણો. આત્મલાભની યોગ્યતા. ચોથો ભક્તિયોગ. જ્ઞાનભક્તિનું ઐક્ય. સર્વ કર્મોનો સંન્યાસ. તારે સ્વાધીન કાંઇ નથી. ભવિતવ્યનું સામર્થ્ય અને પ્રકૃતિનું પ્રાબલ્ય. જ્ઞાનથી ધર્માધર્મ સર્વ નાશ પામે છે. એક મારેજ શરણે આવ. ગીતાને વેદનું મૂળ શાથી ગણવામાં આવી છે. ગીતાનો અપાર મહિમા. સંપાદન કરેલી સંપત્તિ ભોગવવી કઠિન છે. ગીતાશાસ્ત્રનો બોધ કોને ન આપવો ? ગીતાશાસ્ત્રનો બોધ કોને આપવો ? ગીતાર્થની મિજબાની કરનાર મને પ્રિય છે. ગીતાના પાઠનું ફળ. અર્જુનની બ્રહ્મસ્વરૂપાવસ્થા. સંજયનો પ્રેમ. સંજયની સ્થિતિ. ધૃતરાષ્ટ્રનું ભાષણ. જય કોને મળશે ? સંજયની પ્રતિજ્ઞા. અંતિમ શ્લોકનું મહાત્મ્ય. ગીતાનું મહાત્મ્ય. ગુરુસામર્થ્ય અને ગુરુપ્રસાદ. મરાઠી કાવ્યની રચના. ગુરુપરંપરા. સજ્જન પ્રાર્થના. પ્રસાદની અપેક્ષા. ઉપસંહાર. શ્રીએકનાથ મહારાજની ઓવીઓ.

# चाहा ए शुं खोराक छे ?

ચાહ એ ખોરાક છે કે કેમ ? આ બાબત ઘણા ડૉક્ટરો પ્રયોગો કર્યાજ કરે છે, અને લગભગ બધા એકમત થયા છે કે ચાહને ખોરાક કહેવો તે મૂર્ખાઈ છે. ચાહ તો માણસના શરીરને અશક્તિ લાવવાવાળી ચીજ છે. જ્યારે કોઈપણ કારણે શરીર થાકી જાય છે અને કુદરત કહે છે કે "તું કામ કરતો નહિ" ત્યારે આ થાકેલ માણસ ચાહનો પ્યાલો લઈ ઝેર પેટમાં નાખે છે. આ ઝેર કહે છે કે "રસ્તો ખુલ્લો છે આગળ ચલાવ" આ પ્રમાણે થાકેલો માણસ કુદરત વિરુદ્ધ જઈ કામ શરૂ કરે છે. પરિણામ એ આવે છે કે તેને થાક વધુને વધુ લાગતો જાય છે અને છેવટે ટાંટીઆ ભાગ જાય છે. ચાહના શોખીનો સમજી ચાહને બદલે છાશ પીવાનું કરે તો જરૂર ટાંટીઆમાં વધારે બળ આવે. ચાહ પીવાથી તો ઉપર જણાવ્યું તેમ ટાંટીઆ ગળી જવાનાજ. પ્રભુએ આંખ આપી છે તેનો ઉપયોગ કરીને જોનારને માટે દુનીયામાં દાખલા ઓછા બનતા નથી, અંધાને માટે તો કુદરતે મોટી ખાઈ ખોદી રાખી છે. ભલે આવીને તેમાં પડે.

# गामठी वनस्पतिओनी च्हा.

તુલસી, કલ્લાર, બીલી, લજામણી, આંબો, આ પાંચે વસ્તુઓનાં પાન ( એમાં આંબાનાં પાન કુમળાં લેવાં ) લઈ તેને છાંયે સુકવી અધકચરાં કરી રાખવાં. ભૂખને મારનારી અને લોહીને બગાડનારી હાલની ચ્હાને ઠેકાણે આ આરોગ્યદાયક અને વગર ખર્ચે તૈયાર થતા ઘરાળુ વનસ્પતિઓના ભૂકાને થોડીવાર પાણીમાં ઉકાળી લેવાથી જે ચ્હા તૈયાર થાય છે તે ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે અને એકંદરે વાયુ, પિત્ત, કફ એ ત્રણમાંથી કોઈ પણ પ્રકારની પ્રકૃતિવાળાને માફક આવે છે.

જેઓ ગરમાગરમ પીણાની કુટેવ નજ છોડી શકતા હોય તેમને માટેજ ઉપલી ઘરાળુ ચ્હાની સૂચના છે, નહિ તો માણસને માટે એકલું પણ ગરમાગરમ પાણી પીવું એ આંતરડાંને શેકીને નિર્બળ બનાવનારૂં છે. પથારીમાંથી ઉઠયા પછી થોડા કોગળા કરીને લોટામાંનું રાતનું ભરી મૂકેલું અને તે નહિ તો છેવટ તાજું પાણી પણ એક પ્યાલો રોજ પીધા કરવાથી જે ઉત્તમ લાભ થાય છે તેના અસાધારણ ફાયદાઓ તો આ બાબતની અજમાયશ એક મહિનો ચ્હા અને બીજું ગરમાગરમ પીણું છોડીને કરી જોવાય ત્યારેજ સમજાય તેમ છે.

# देशी पेइनकिलर

લીંબુનો રસ શેર ૧, આદુનો રસ શેર ૦॥, સિંધવ તોલો ૧, હીંગ તોલો ૦।, સંચળ તોલો ૧, સાકર શેર ૧, એ બધી વસ્તુ એકત્ર કરી તેને ઉકાળતાં ૩ જોશ આપી, તેને ગાળી લઈ, સારા બુચની બાટલીમાં ભરી રાખવું, અને મસાલો નીચે ઠરી જાય એટલે યુક્તિથી ઉપરનું પાતળું પાણી નીતારી લઇ, બીજી મજબૂત બૂચવાળી બાટલીમાં ભરી લેવું. આ પ્રવાહી ઝાડા બંધ કરવા માટે વાપરવું હોય ત્યારે તેમાં થોડું કપુર મેળવી વાપરવું; અને માત્ર પેટમાંનો દુ:ખાવોજ મટાડવા સારૂ વાપરવું હોય તો કપુર વિના પાવું. એનાથી અજીર્ણ તથા મરડો મટે છે, વાયુની તથા પિત્તની શાંતિ થાય છે અને ઝાડા બંધ થાય છે; ભૂખ લાગે છે અને રુચિ ઉત્પન્ન થાય છે.

# परदेशी खांड एटले भ्रष्टतानो भंडार !

૧. એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકા જેવો બળવાન અને ઘણાં વર્ષોની શોધખોળને અંતે તૈયાર થયેલો મહાન ગ્રંથ કે જેને આધારે સરકાર ફેંસલા આપે છે, તેને ૬૬૭ મે પાને લખેલ છે કે " ખાંડ સાફ કરતી વખતે દરેક જનાવરના લોહી તથા હાડકાના કોલસાનો ચૂરો નાખવામાં આવે છે. "

૨. ડીકસનેરી ઓફ આર્ટસ–૬ ઠ્ઠી આવૃત્તિ લંડન, પાને ૮૨૯ મે લખ્યું છે કે " ગાંગડા બનાવવામાં આવે છે તે વખતે ૫૪ મણ ખાંડમાં ૨૭ મણ હાડકાનો કોલસાનો ભૂકો નાખવામાં આવે છે; અને ખાંડ સાફ કરવાનાં કારખાનાં ગામમાં છે તેમાં ભારોભાર હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે. "

૩. સ્વામી ભાસ્કરાનંદ લખે છે કે " જ્યારે હું વિલાયત ગયો ત્યારે મેં કેટલાંક ખાંડનાં કારખાનાં જોયાં. તેમાં પહેલે માળે અતાજ મને ઊલટી થશે એમ લાગ્યું. હું નહોતો જાણતો કે આવી અપવિત્ર ચીજોથી ખાંડ બને છે; પણ નજરે જોતાં સખેદ આશ્ચર્ય થાય છે કે જે ચીજને અડવાથી પણ મહાન પાપ લાગે તે ચીજ હિંદુઓથી ખવાયજ કેમ ? "

૪. ભારતમિત્ર તા૦ ૨૮–૧૦–૧૯૦૫ ના અંકમાં જણાવે છે કે-" સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમાં દૂધ વપરાય છે તેમ ત્યાં જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામાં આવે છે, કારણ કે કસાઇખાનામાં દૂધ કરતાં લોહી સસ્તું મળે છે. મીસ્તર હેરીશ કહે છે કે ખાંડ સુવરના લોહીથી સાફ થાય છે. એ. જે. ટેલર સી. ઇ. સાહેબના બનાવેલા " શુગર મશીનરી" નામના ગ્રંથમાં લખ્યું છે કે ઈંગ્લાંડ વગેરે દેશોમાં ખાંડ સાફ કરવામાં પાણી અને ગાયોનું લોહી મેળવે છે. ભાઇઓ ! હિંદુને ગાય અને મુસલમાનને સુવરનું લોહી ખાવાલાયક છે ? "

૫. મુંબઇ જ્ઞાનસાગર સમાચાર તા૦ ૧૫–૧૨–૧૯૦૫ માં લખે છે કે "પરદેશી ખાંડસાકર નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારના જીવોનાં હાડકાં બળદ અને સુવરનાં લોહી અને મનુષ્યના મૂત્રથી સાફ થાય છે. જેના પવનથી પણ ડરીએ તેવા કોઢ વગેરે રોગવાળા લોકોનું પણ મૂત્ર. અરેરે ! આ હિંદુ મુસલમાનને ખાવાલાયક છે?"

૬. સ્વદેશોન્નતિ દર્પણ—" પરદેશી સાકર અપવિત્ર છે, એટલુંજ નહિ પણ તેની અંદર નાનાં પ્રાણી, કીડી, મંકોડી, વગેરેનાં આંતરડાં, માંસ, હાડપિંજર અને શરીરની અંદરના રેસા હોય છે. મોરસ સાકર તો બીટ, ગાજર, તાડી વગેરેમાંથી બનાવવામાં આવે છે અને તેમાં સડેલું લોહી તથા રોગિષ્ટ જનાવરોનાં હાડકાનું મિશ્રણ હોય છે."

૭. મી૦ ફીનલે નામના ગૃહસ્થ જણાવે છે કે ". વિલાયતી ખાંડ જે હિંદમાં ફેલાઇ છે તે દેખાવમાં સફેદ અને કિંમતમાં સસ્તી પડે છે, પણ તેનાથી ઘણા રોગો હિંદુસ્તાનમાં પેદા થઇ ચૂકયા છે. તે ખાંડ લોહી અને શક્તિનો નાશ કરે છે. તે ખાંડ દૂધ આદિ જે જે પદાર્થોમાં નાખવામાં આવે છે તેમાં આપણે ઝેરજ નાખીએ છીએ એમ જાણવું. ઈંગ્લાંડ તેમજ હિંદુસ્તાનના પ્રખ્યાત વૈદ્યડૉકટરોએ સ્પષ્ટ મત આપેલો છે કે આ ખાંડ હિંદુમુસલમાનને ધર્મના બાધથી તો ખાવાલાયકનથીજ

પણ તેનાથી પ્લેગ, મહામારી ઇત્યાદિ રોગો થાય છે અને બાળકોનું તથા મોટાં માણસોનું મરણપ્રમાણ પણ વધે છે. માટે ધર્મને ન માનવો હોય, તો આરોગ્યની દૃષ્ટિથી પણ ખાંડ ખાતાં અટકવું જોઇએ. કાચના ગ્લાસમાં ગરમ પાણી ભરી તેમાં સાકરનો ગાંગડો નાખીને ઓગળતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો એમાં લોહીનાં રજકણો દેખાશે. વળી દેશી અને મોરસ ખાંડ બંનેને જૂદા જૂદા વાસણમાં મૂકો પછી બંનેમાં થોડો થોડો સલ્ફરીક એસીડ ( ગંધકનો તેજાબ ) નાખો. તરતજ દેશી ખાંડમાંથી મીઠી માટી જેવી સુવાસ આવશે અને મોરસમાંથી દુર્ગંધ આવશે. જો આ વાત જરાપણ જૂઠી હોત તો લાગવગવાળા ગોરા વેપારીઓએ આ વિગત પ્રગટ કરનારાઓ ઉપર જરૂર ફોજદારી માંડી દીધી હોત. માટે આ બાબત સાચીજ હોવાથી કોઇ પણ હિંદવાસીને પરદેશી ખાંડ ખાવાલાયક નથી. હિંદુઓની પેઠેજ જે ગોરા લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો છે, અને જેઓ કેવળ વનસ્પતિના આહાર ઉપર રહે છે, તેઓએ પણ ખાંડ સાકર ખાવાં બંધ કર્યાં છે. તો પછી આપણા હિંદુઓથી તો આવી અપવિત્ર ચીજ ખવાયજ કેમ ? ”

૮. હિંદી બંગવાસી, કલકત્તા: તા૦ ૩૦–૩–૧૯૦૩ ના અંકમાં લખે છે કે “ હિંદુસ્તાનમાંથીજ દર વર્ષે ૨૮ લાખ મણ જનાવરોનાં હાડકાં ખાંડ વગેરે ખાવાના પદાર્થો બનાવવા માટે પરદેશ જાય છે. સ્વદેશી ખાંડ કદાચ પરદેશી ખાંડથી સહેજ મોંઘી મળે તોપણ તેનાથી પવિત્રતા જળવાઇ રહે છે. વળી તે ખાંડ પરદેશી કરતાં ગળપણમાં પણ વધારે હોય છે. માટે સ્વદેશી ખાંડજ વાપરવી. કદાચ સ્વદેશી ખાંડ વાપરવાની શક્તિ ન હોય તો ગોળ વાપરવો; પરંતુ પરદેશી ખાંડ તો કોઇ રીતે નજ વાપરવી. આથી ગૌહત્યા થતી અટકશે અને દૂધાળાં ઢોરોની વૃદ્ધિ થઇ દૂધ, ઘી, દહીં વગેરે સસ્તાં થશે અને તેથી શક્તિ તથા આત્મબળ પણ વધશે. ”

અકબર બાદશાહ જેવાના મુગલાઇ અમલમાં પણ ૩ થી ૪ રૂપીએ મણ ઘી મળતું. રૂા. ૧ ના ૭ શેર ઘીની વાતો તો હજી આપણા ઘરડાઓ કરે છે. તે વખતે ચાની મહેમાની લોકો આપતા ન હતા, પણ લાપશી ને ઘી ખવડાવતા અને ખાતા. તેથીજ પોતાના સ્વધર્મનું રક્ષણ કરી ૧૦૦ વર્ષ સુધી જીવતા. પણ આ તો પરદેશી વેપારીઓએ ખાવાપીવાની અને મોજમઝાની એવી તો મોહક વસ્તુઓ બનાવી છે, કે એશઆરામથી અને ધીમા ઝેરથી આપણી જાતો ખવાઈ ગઇ છે. સૂતે સૂતે મોંમાં કોળીઓ મૂકનાર મળવાથી બેસીને હાથે ખાવાની તેમજ તેમાં શું શું વસ્તુઓ આવે છે તે જોવાની તસદીજ ના લીધી. કૂવા, ઘંટી, ગાય અને રેંટીઆ એ ચારનો વપરાશ દરેક ઘરમાં હતો. તે જવાથી સ્ત્રીઓમાં હીસ્ટીરીયા, કમુવાયુ, સુવારોગ અને ક્ષયરોગ વધીને ૨૦ થી ૨૫ વરસમાં તેમનાં મરણ થવા લાગ્યાં છે. પુરુષોની પણ તેવીજ દશા થઇ છે. આપણા હમેશના જીવનની ઉપયોગી ચીજોમાં પણ આ પ્રમાણે પરાધીનતા થઇ છે. તો હવે જાગો ! કુંભકર્ણની નિદ્રા ત્યાગો ! સૂર્યોદયનાં કિરણો ફૂટી ચૂક્યાં છે, માટે એશઆરામવાળી પરદેશી ચીજો કે જે ધર્મ, ધન અને આરોગ્યનું સત્યાનાશ કરનાર છે, તેને એકદમ તજો ! જીવનને સાદું અને મહેનતુ તથા તમારા વડીલોની પેઠે ૧૦૦ વરસ જીવતું રહે તેવું કરો અને પોતાના પગપર ઉભા થાઓ ! “ કચ્છી ” ૨૦–૫–૨૩ એક પ્રજાજન

# श्री काशीपुरीनुं रामकृष्ण सेवाश्रम

આ આશ્રમ હિંદના મહાન તીર્થ કાશીપુરીમાં આવેલું હોઇને તેનું નામ પણ કનખલા આશ્રમની પેઠે "રામકૃષ્ણ સેવાશ્રમ" છે. સુજ્ઞ વાચકોથી આ વાત અજ્ઞાત નથી કે જીવનનો પાછલો ભાગ જ્ઞાન, ધ્યાન ઇ૦ સાધનોમાં ગાળવા માટે કાશી-નિવાસનો મહિમા હજારો વર્ષથી મનાતો આવ્યો છે; અને હજારોજ નહિ પણ લાખો મનુષ્યો એવા ઉદ્દેશથી ત્યાં સદાને માટે નિવાસ કરી રહે છે. એ સિવાય ત્યાં થોડો સમય રહી ચાલ્યા જનાર યાત્રાળુઓની સંખ્યા તો દર વર્ષે દશ વીશ લાખની કે તેથી પણ વધુ થતી હશે. વળી સાધુ, સંન્યાસી, બ્રહ્મચારી તેમજ દેશપ્રદેશથી વિદ્યાભ્યાસ માટે આવી રહેતા વિદ્યાર્થી બ્રાહ્મણ બાળકોની સંખ્યા પણ કાશીપુરીમાં ઘણા મોટા પ્રમાણમાં છે. આ સઘળાઓને માટે અહીં લગભગ ૪૦૦) અન્નક્ષેત્ર છે એજ તેમની બહોળી સંખ્યા દર્શાવવાને બસ છે.

આવા વિશાળ સ્થળમાં રોગી મનુષ્યોની સંખ્યા પણ પુષ્કળ હોય અને તેમાં હજારો મનુષ્યો એવાં પણ હોય કે જેઓ ધન, મનુષ્ય, સ્થળ, ઔષધી, ખોરાક, સારવાર વગેરેને અભાવે છેકજ નિરાધાર અને અશક્ત બની જઇને અપાર દુઃખનો અને છેવટે મરણનો ભોગ પણ થઇ પડતાં હોય.

આ સેવાશ્રમ ઉપર જણાવેલા પ્રકારના રહેવાસીઓ, યાત્રાળુઓ તેમજ વ્યાધિ-ગ્રસ્ત અશક્ત મનુષ્યો—પછી તેઓ કોઇ પણ વર્ણ કે આશ્રમનાં હોય તેમની સેવા કરવાને માટે સ્વામી વિવેકાનંદજીના શિષ્યો તરફથી સ્થાપિત થયેલું છે.

એ આશ્રમમાં બહારથી દવા લેવા આવનારાઓની સંખ્યા દરરોજ સોથી દોઢસો જેટલી હોય છે. વળી ૫૦ થી ૭૫ નિરાશ્રિત અને અશક્ત દરદીઓને રહેવાની, ખાવાની, દવાની તથા દરેક પ્રકારની સારવારની સગવડ દરદ મટતાં સુધી એ આશ્રમમાં મળે છે. દરદીઓની સેવા માટે દશ પંદર બ્રહ્મચારીઓ, ડૉક્ટર તેમજ કેટલાક વાનપ્રસ્થ સુશિક્ષિત બંગાળી ગૃહસ્થો આખો સમય આશ્રમમાંજ નિવાસ કરી રહે છે.

આ સેવાશ્રમની બાજુમાં રામકૃષ્ણ મિશનના જ્ઞાન–ભક્તિપરાયણ સાધુસંન્યાસીઓને માટે એક મઠ સ્થાપવામાં આવેલો છે; જેની દરેક વ્યવસ્થા આ સેવાશ્રમથી તદ્દન અલગ અને એક વૃદ્ધ સંન્યાસીના અધ્યક્ષપણા નીચે ચાલે છે.

આ સેવાશ્રમનો માસિક ખર્ચ હાલ દર મહિને સુમારે હજારેક રૂા. નો છે; અને તેનો તમામ આધાર કોઈ પણ સ્થાયી આવક ઉપર નહિ હોતાં માત્ર બહારથી મળતી સહાય ઉપરજ રહે છે. ઉપર જણાવેલા મઠનો ખર્ચ પણ "આકાશ વૃત્તિ" ના ધોરણેજ ચાલે છે.

ગુજરાત તેમજ મુંબઇ તરફના યાત્રાના અભિલાષી દરેક બંધુને અમારી આગ્રહપૂર્વક ભલામણ છે કે કાશી, હરિદ્વાર અને વંદ્રાવન જેવાં ઉત્તમ તીર્થોની યાત્રા કરતી વખતે એ દરેક જગાએ આવેલા રામકૃષ્ણ સેવાશ્રમોની મુલાકાત લીધા વિના પોતાની યાત્રાને તેમણે અપૂર્ણજ સમજવી. દાનપુણ્યના પ્રસંગોમાં આવાં ખરાં સહાયપાત્ર સ્થળોનેજ મુખ્યતા આપવી એ દરેક સમજુનું કર્તવ્ય છે. રિપોર્ટ, દાન વગેરેને માટે એ સ્થળનું શિરનામું આ પ્રમાણે છેઃ—

**સહાયક મંત્રી રામકૃષ્ણ સેવાશ્રમ, બનારસ—સીટી.**

**વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો પૂરાં પાડનારી, આખા હિંદમાં સર્વથી સસ્તી અને ૧૪ વર્ષથી ૫૦૦૦ પ્રતમાં નીકળતી**

# વિવિધ ગ્રંથમાળા

## ચાલુ ૧૯૮૦ના વર્ષમાં ઈંચ પા×૮ના કદનાં ૧૫૦૦ પૃષ્ઠનાં ઉત્તમ પુસ્તકો રૂ. ૪ માં અને પાકાં પૂંઠાં સાથે ૫ માં અપાશે. પો૦ માફ

'વિવિધ ગ્રંથમાળા'નાં સં. ૧૯૮૧ નાં પુસ્તકોઃ—સ્વામી રામતીર્થ ભાગ ૧૨–૧૩ મો, સત્યાગ્રહ અને અસહકાર, યોગી રામચરકનું આરોગ્યવિષેનું ઉત્તમ પુસ્તક, ટુંકી વાતોનો નવો ભાગ, દૃષ્ટાંતસંગ્રહ, રૂશિયન વીર મંડળ, સત્ય નિબંધાવલિ, લઘુલેખસંગ્રહ, ભગવાન બુદ્ધ, ટાગોરકૃત ભારતધર્મ, સંતવાણીસંગ્રહ, ભારતીય નીતિકથાઓ, મુસલમાન મહાત્માઓ, શ્રીચૈતન્ય ભગવાનનું વિસ્તૃત ચરિત્ર, સ્વામી વિવેકાનંદભા.૧૧મો જ્ઞાનયોગ. છાયાદર્શન, ભાગવત પ્રવેશિકા, સુબોધ રત્નાકર. એમાંથી તેમજ વધુ પસંદગી જારી રહી તેમાંથી પણ નીકળશે.

સૂચના ૧—ગમે તે માસમાં ગ્રાહક થનારને પુસ્તકો આખા વર્ષનાંજ અપાઈ લવાજમ પણ પુરા વર્ષનુંજ લેવાય છે. વર્ષ વીત્યા પછી તે વર્ષના સૅટનું પો. જૂદું ચડે છે. ૨—આ માળાનાં પુસ્તકો મહિનેમહિને નહિ પણ એક વર્ષમાં મોટાં ત્રણથી ચાર પુસ્તકો નીકળીને પ્રત્યેક તૈયાર થાય તેમ તેમ મોકલાય છે. ૩—માળા ઉપરાંત બીજા પણ જે નાનામોટા ગ્રંથો સંસ્થા તરફથી નીકળે છે, તેની ખબર માળાનાં પુસ્તકોમાં અપાય તરતમાં લેનારને ખાસ કિફાયતે અપાય છે.

## આગલાં વર્ષોના હજી એજ મૂલ્યે મળતા સેટ

સંવત ૧૯૭૬ નાં ત્રણ પુસ્તક–(પૃષ્ઠ ૧૫૦૦, સાદાં પુંઠાં સાથે રૂ ૨ાા, પો ૦ાાા) સ્વામી વિવેકાનંદ ભાગ ૬–૭ મો, ભાગ્યના સૃષ્ટાઓ, ટુંકી વાર્તાઓ ભાગ ૬ ઠ્ઠો.

સંવત ૧૯૭૯ નાં ત્રણ પુસ્તક–(પૃષ્ઠ ૧૫૦૦, સાદાં પુઠાં રૂ. ૩ાા, પો ૦ાાા) ટુંકી વાર્તાઓ ભાગ ૭, કાઉન્ટ ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદ ભાગ ૧૦ મો–રાજયોગ.

સંવત ૧૯૮૦ નાં ત્રણ પુસ્તક–( ઈંચ પાા×૮ નાં પૃષ્ઠ ૧૫૦૦, મૂલ્ય ૪ પાકાં પૂઠાં ૫ પો. ૧) સ્વામી રામતીર્થ ભાગ ૧૦–૧૧, નેપોલિયન બોનાપાર્ટનું વિસ્તૃત ચરિત્ર, બંકિમકૃત ધર્મતત્ત્વ.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદમાં–ત્રણદરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.
મુંબઈમાં—કાલબાદેવી રોડ, હનુમાન ગલીને નાકે. કાલબાદેવીના મંદિર સામે.

આષાઢ-સં૦ ૧૯૮૦

# સારામાઠા પ્રસંગે જ્ઞાનનું દાન-ભેટ-લ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇકજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

અનેક ઉદારાત્માઓ આ પ્રકારે પોતાના ધનનો થોડો ઘણો સદુપયોગ કરે છેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઇ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવાની જરૂર છે.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાન્ત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, ભૂદેવ, જ્ઞાતિબંધુ, વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણુંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો આવી રીતે પ્રત્યેક નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર રકમના પ્રમાણમાં કોઇ એક નાનામોટા ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે અને મધ્યમ કે ઓછી રકમ ખર્ચવાની હોય તો પોતાને પસંદ પડે તેવા કોઇએક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને મહેમાનો, પડોશીઓ, જ્ઞાતિબંધુઓ, વગેરેમાં તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોના સો બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય. ગીતાનાં ૧૮ મા અધ્યાયવાળી પુસ્તિકાઓ તો હરકોઇ માણસ હાલતાં ચાલતાં પણ પાવલામાં દશ પ્રત દશ જણને ભેટ આપવાનો લહાવો લઇ શકે.

ગીતાના ૧૮ માં અધ્યાયવાળી પુસ્તિકાઓ તો હરકોઇ માણસ હાલતાં ચાલતાં પણ પાવલામાં દશ પ્રત દશ જણને ભેટ આપવાનો લ્હાવો લઇ શકે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઇ.**